શ્રી

कवि भाणदासकृत.

# प्रह्लाद आख्यान.

## કડવું ૧ લું—દોહરા.

પ્રથમ સ્તવું પરમાતમા, આદ્ય અકળ અવિનાશ;
આદ્યશક્તિ સેવા કરે, નિકટ નિરંતર પાસ. ૧
શેષનાગ ને શારદા, સુર નર બ્રહ્મા ઈશ;
તે પદ સેવે એહનું, પરમ જ્યોતિ જગદીશ. ૨
શુદ્ધ સનાતન આતમા, પુરુષોત્તમ પરબ્રહ્મ;
નિર્મળ નિશ્ચળ શ્રીહરિ, કાળ નહીં ગુણ કર્મ. ૩
નીરંજન અંજન નથી, નહિ માયા લવલેશ;
જ્ઞાનરૂપ આનંદમય, સાધુ કરે પરવેશ. ૪
અનુભવ દૃષ્ટે ભાળિયે, વચને કહ્યો ન જાય;
સાચા સદ્‌ગુરુ સેવિયે, મૂકે તે પદમાંય. ૫
આદ્ય નિરંજન એક છે, નથી થયો બહુ ખંડ;
પરમ શક્તિ પોતાતણી, સરજે બહુ બ્રહ્માંડ. ૬
ઈન્દ્રિયથી તે વેગળો, સહુનો પ્રેરક સોય;
ભોગવતોજ અભોગતા, લેપ કરે નહિ કોય. ૭
સુખ દુઃખથી અળગો વસે, તે છે ત્રિગુણાતીત;
સદ્‌ગુરુ દૃષ્ટે ભાળિયે, તો આવે પરતીત. ૮
દેશે ને કાળે કરી, વિછિન્ન કયેમ ન થાય;
છે આત્મા અવિછિન્ન એ, નિગમ નિરંતર ગાય. ૯
તે તો ગુરુ સાચો ખરો, પુરુષોત્તમ સમ જાણ;
ગુરુ ગોવિન્દ અભેદ છે, નિશ્ચય તું પરમાણ. ૧૦

શ્રીગુરુ એવા જાણજો, સેવો તેના ચર્ણ;
મનસા વાચા કર્મણા, રહોને સદ્દગુરુ શર્ણ.

## ચોપાઈ.

બેહુ કર જોડીને નામું શીશ, પ્રથમે ગુરુ વંદું જગદીશ;
મદ મચ્છર મનથી પરહરે, માન ધરે નવ દંભ ન કરે. ૧
અવિરોધે શીતલ બુધ્ધ સાર, ઘટમાં કેવળ તત્ત્વ વિચાર;
તે સદ્દગુરુને ચરણે નમું, કૃષ્ણપુરી ગુરુને પ્રણમું. ૨
કોટી જન્મનાં કાપે કર્મ, કૃષ્ણપુરી કેવળ પરબ્રહ્મ;
ગુરુ ગરવો મોટો મહંત, શરણ ગયા તે કીધા સંત. ૩
અંતર દૃષ્ટિ ઉઘાડી કરી, સઘળે દેખાડ્યા શ્રીહરિ;
આતમજ્ઞાન ત્દદેમાં ધરે, એવો ગુરુ તારે ને તરે. ૪
ગુરુને જે જાણે દેહવાન, તે મોટો કહીએ અજ્ઞાન;
ગુરુ ગોવિન્દ ગોવિન્દ ગુરુ એક, અંતર નથી લગારે રેખ. ૫
ગુરુ ગોવિન્દમાં આણે ભેદ, તે મહામૂર્ખ કહેછે વેદ;
ગુરુ ગોવિન્દમાં અંતર કરે, તે નર નરક વિષે સંચરે. ૬
અવગણના કીધી ગુરુતણી, પોતે કીર્તિ વધારી ઘણી;
ઓલંઘી આચારી થયો, મહાપુરુષે અપરાધી કહ્યો. ૭
આભડવાને નહિ અધિકાર, વેદ વચન બોલ્યા નિર્ધાર;
માટે એજ શિષ્યનો ધર્મ, સદ્દગુરુને જાણે પરબ્રહ્મ. ૮
ગુરુ તે દેવતણો મહાદેવ, મનસા વાચા કીજે સેવ;
તીરથનો તીરથ ગુરુ સહી, વેદ વેદાન્તે વાણી કહી. ૯
સગુણ નિર્ગુણનો નિર્વાહ કરે, ઉપનિષદ્દ મુખથી ઉચ્ચરે;
તત્ત્વમસીની સમજે વાત, સમદર્શી કહીએ સાક્ષાત. ૧૦
એવો ગુરુ તો મુજને ગમે, ત્રિગુણાતિત કૈવલ્ય પદ રમે;
તે ગુરુચરણ કરી પરણામ, ગાઈશ નરહરિના ગુણગ્રામ. ૧૧
કોટી વિઘ્ન નામે પરજળે, યંત્ર મંત્ર ભય સઘળા ટળે;
શ્રીનૃસિંહને સેવે જેહ, નિર્ભય નર પદ પામે તેહ. ૧૨
સકળ મનોરથ પૂરણ થાય, નૃસિંહનો મોટો મહિમાય;
એકમના જે સેવે કોય, વાંછિત ફળ પરિપૂરણ હોય. ૧૩
અનેક ભક્ત સેવે હરિદાસ, નરહરિ નામતણો વિશ્વાસ;

કોઈ શરણુ ગયા એતણે, કોટી અમંગળ તેનાં હણે. ૧૪
ને શ્રીનૃસિંહ રખવાળ, તેથી થરથર ધ્રુજે કાળ;
કો રાખ્યો પ્રહ્લાદ, મહા મોટો કીધો પ્રસાદ. ૧૫
ભગવાને ભાંજી ભીડ, વિષ્ણુભક્તની ટાળી પીડ;
સંતોને કોઇ પીડા કરે, પૂર્ણ બ્રહ્મ અવતાર ત્યાં ધરે. ૧૬
રૂપ રંગ નથી જ્યાં રેષ, દુષ્ટ નિકંદન કારણ વેષ;
તે દુખ હરિયે ન સહેવાય, સંત પીડથી પરગટ થાય. ૧૭
સંતતણી અંતરમાં દાઝ, જન્મ ધરે સેવકને કાજ;
ભક્તવત્સલ પ્રભુ દીનદયાળ, વિપત પડે પ્રગટે તત્કાળ. ૧૮
એવા નરહરિ છે નિષ્કર્મ, સેવા કરજો ટાળી ભર્મ;
તેનાં ચરિત તો ગાશું અમો, સેવક જન સાંભળજો તમો. ૧૯
સાંભળતાં સકળ દુઃખ જાય, નામતણો મોટો મહિમાય;
ગાતાં સુણતાં પહોંચે આશ, કર જોડી કહે **ભાણદાસ.** ૨૦

## કડવું ૨ જું—દોહરા.

સાંભળજો ગુણ સાધુના, હરખ ધરી મનમાંય;
પાવન કથા પ્રહ્લાદની, તન મન શીતળ થાય. ૧
સેવક જન સહુ સાંભળો, શ્રીભાગવત પુરાણ;
સપ્તમસ્કંધતણી કથા, પામો પદ નિર્વાણ. ૨
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય છે, શુદ્ધ સનાતન ધર્મ;
ભાવ ધરી પ્રેમે કરી, સુણતાં લઇએ મર્મ. ૩
પ્રથમ પહેલો પાળીએ, પોતાનો નિજ ધર્મ;
જ્ઞાન ભક્તિ તો પરગટે, તો પામો પરબ્રહ્મ. ૪
મૂળથકી માંડી કહું, કથાતણો મહિમાય;
શ્રીનૃસિંહજી પ્રગટિયા, સાંભળતાં સુખ થાય. ૫
પીડા કીધી પ્રહ્લાદને, ભૂર ભંજાવ્યું સ્કંધ;
નખવડે નર વેધિયો, બોલીશ તે સંબંધ. ૬
હિરણ્યકશિપુ મારિયો, ઉગાર્યો પ્રહ્લાદ;
કથા અનોપમ અતિ ભલી, નારદધર્મ સંવાદ. ૭

રાજસૂય આરંભિયો, પાંડવ પાંચે સોય;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, નોતરિયા સહુ કોય.
બ્રહ્મા શંકર આવિયા, આવ્યા તેત્રીશ ક્રોડ;
સહસ્ર અઠયાસી આવિયા, નાગ સકળ કર જોડ.
યાદવ સકળ પધારિયા, આગળ શ્રીગોપાળ;
અનેક દેશના રાજિયા, સાથે ત્યાં શિશુપાળ. ૧૦
ધર્મરાય આનંદિયા, અંતરમાં ઉત્સાહ;
આદર ભાવ ઘણો કર્યો, પ્રેમસહિત મનમાંહ. ૧૧
હરિકૃપા મુજને હવી, સંત પધાર્યા સાર;
સુરનર સહુ કોઈ આવિયા, ધન ધન મુજ અવતાર. ૧૨
બ્રહ્મા શંકર આવિયા, હું મોટો સૌભાગ્ય;
દર્શન દુર્લભ એહનાં, સફળ થયો મુજ યાગ. ૧૩
સેવા પૂજા પ્રેમસું, કીજે અનેક અપાર;
ચંદન કુસુમ કપૂરસું, નાનાવિધિ પ્રકાર. ૧૪
હરખે રાય હસી રહ્યા, ફૂલ્યું વદન વિશાળ;
અમૃત વાણી ઊચર્યા, ઉત્તમ અતિ રસાળ. ૧૫
સકળ સભા સન્મુખ રહી, પૂછે રાય સુજાણ;
મહા પુરુષો મુજને કહો, પૂજા કરૂં પ્રમાણ. ૧૬
મૂજને આપો આગના, સહુ મળીને જેહ;
તેની પૂજા હું કરૂં, તેમાં નહિ સંદેહ. ૧૭
સભા રહી સહુ સાંભળી, કો ન કરે ઉચ્ચાર;
એક એક સાંમું જુએ, નિશ્ચય નહિ નિર્ધાર. ૧૮
પૂજા કરવી જે ઘટે, તે નહિ પ્રીછે કોય;
તે કારણ સુરનરમુનિ, મૌન્ય ધરી સહુ જોય. ૧૯
સામગ્રી પૂજા તણી, કીધી ઉત્તમ સાર;
પહેલી પૂજા કયાં ઘટે, બાંધવ કરો વિચાર. ૨૦

## ચોપાઈ.

ધર્મરાજ એમ પૂછે ખરૂં, પ્રથમે પૂજા કોની કરૂં;
બ્રહ્મા શંકર સુરનર બહુ, સહસ્ર અઠયાસી બેઠા સહુ. ૧

[illegible]ર્મરાય વિમાસે એવ, લઘુ બાંધવ બોલ્યા સહદેવ;
[illegible]યા કાં રાજા દિગ્મૂઢ, પ્રથમે પૂજો ગરુડારૂઢ. ૨

[illegible] શંકર એને સ્તવે, તેત્રીશ ક્રોડ એને પ્રણમે;
[illegible]નેગમ નિરંતર એને ગાય, તીર્થરાજ પખાળે પાય. ૩

ચૌદ લોક જે ભાંજે ઘડે, રાજા તમને કયાંથી જડે?
શાસ્ત્ર સઘળાં ને પુરાણ, ઉપનિષદ્ બોલ્યાં નિર્વાણ. ૪

વેદતણાં વાયક મહા બાર, તત્ત્વમસી પદ એ છે સાર;
એનાં ચરણ સાતે પાતાળ, દેહવિષે દીસે દિગ્પાળ. ૫

ઊર્ધ્વલોક તે એનું શીશ, ચૌદ લોક આપે* જગદીશ;
અઢાર ભાર વનસ્પતિ જેહ, રોમાવળી વળી એની તેહ. ૬

સાતે સાગર કૂખે રહ્યા, ચન્દ્ર સૂર્ય બેહુ લોચન થયા;
બારે મેઘ મસ્તકના વાળ, એની ભ્રમર કહીએ કાળ. ૭

મુખથકી બ્રાહ્મણ ઉપન્યા, બાહુથકી ક્ષત્રી નિપન્યા;
હૃદેથકી ઉપજાવ્યા વૈશ્ય, ચરણથકી શૂદ્રના અંશ. ૮

રોમ કૂપ વિષે બ્રહ્માંડ, એ અવિનાશી આદ્ય અખંડ;
મન વાણી પહોંચે નહીં જહાં, ત્રિગુણાતીત વસેછે તહાં. ૯

એ નારાયણ છે નિષ્કર્મ, એ તો તમારે પૂરણ બ્રહ્મ;
કોઇક સંત પ્રતાપે કરી, પ્રગટ પાત્ર પામ્યા છો હરિ. ૧૦

પૃથિવી તણો ટાળવા ભાર, અવતરિયા કૃષ્ણાવતાર;
તેમાટે યુધિષ્ઠિર રાય, પ્રથમે પૂજો એના પાય. ૧૧

પ્રથમે હરિ પૂજ્યા જેટલે, ચૌદ લોક પૂજ્યા તેટલે;
શાસ્ત્રાર્થ બોલ્યા સહદેવ, ધર્મરાય રીઝ્યા તતખેવ. ૧૨

ધન્ય ધન્ય રે મારા ભ્રાત, એ તો કીધી ઉત્તમ વાત;
નિશ્ચય મારૂં માન્યું મંન, બંધવ તેં કીધો પ્રસન્ન. ૧૩

બ્રહ્મા શંકર સુર નર સાથ, સકળ સભાને ભાવી વાત;
સુર નર નાગ ઋષિ સૌ કોય, છપ્પન કોટિ કુળ યાદવ સોય. ૧૪

ગમી વાત એ અવશ્યમેવ, ભાઈ સત્ય વચન બોલ્યા સહદેવ;
એક વિના રાજા શિશુપાળ, પ્રસન્ન થયા મોટા મહીપાળ. ૧૫

---

* પોતે.

ધર્મરાય રળિયાતજ થયા, પૂજા કરવા પાસે ગયા;
અહી સામગ્રી પૂજા તણી, પ્રથમ પૂજ્યા ત્રિભુવન ધણી. ૧૬
પાય લાગિયા પાંચે ભ્રાત, બ્રહ્મા શંકર સુર નર સાથ;
જય જય વાણી મુખે ઉચ્ચરે, અવિગતને અંતરમાં ધરે. ૧૭
દેખીને રાજા શિશુપાળ, કોપે ક્રોધ ચઢ્યો મહા કાળ;
નહિ બ્રાણ નહિ ક્ષત્રી જેહ, પ્રથમ તમે કેમ પૂજો એહ. ૧૮
કુળ જાત જુઓ નહિ એતણી, કોણ નરપતિ એ કયાંનો ધણી;
કયાં જણ્યો ને કયાં ઉછર્યો, એ અહીરને આદર શું કરો? ૧૯
જુઓને સહુ કો ભૂપાળ, આ શો વિપરિત વર્તે કાળ;
ઘણા દિવસ જંગલમાં રહ્યો, ગૌ ચારીને મોટો થયો. ૨૦
હાથ જેષ્ટિકા ખભે કાંમળી, ભરવાડામાં ખાતો ભળી;
ખપ્પર ભરીને પીતો છાશ, પડી રહેતો પીંડારા પાસ. ૨૧
સ્નાન શૌચ ન લહેતો વાત, અંગે લોહોતો એઠા હાથ;
નીરતણું કારજ નવ પડે, હોઠ ચાટતો જીહ્વા વડે. ૨૨
ગબડી રમતો ગાઢે કરી, ભીડી કાછ અને ગાતડી;*
બહુ ટોળી પીંડારા તણી, બાળ ચેષ્ટા કરતો ઘણી. ૨૩
દૂધ છાસ માંખણ ને મહી, ઘેર ઘેર ખાતો હીંડે સહી;
તસ્કર પેરે ચોરી કરે, સુતું જોઈ સહુનું ઓધરે.† ૨૪
ગોરસ ગોળી કાંણી કરે, આઘો જઇને ત્યાં મુખ ધરે;
એ પોષે માંકડ ને પીંડાર, બોલ્યાનો નહિ કંઈ આધાર. ૨૫
ઘડિયે કહે નંદ મારો તાત, વસુદેવ દેવકી મુજ માત;
કયારે કહે યશોદાનો તંન, એનાં એવાં વિકળ વચંન. ૨૬
એ જરાસંધથી ભાગ્યો ખરો, રાત લેઇને નાઠો પરો;
મથુરામાંથી નાસી ગયો, સાગર વચ્ચે છાંનો રહ્યો. ૨૭
એની જાત કેમ ઇહાં પોસાય, પ્રથમ પૂજા કેઇપેરે થાય;
શું મહા પુરુષની ખોટજ પડી, જે પહેલી પૂજા એને ચઢી. ૨૮
અનેક ભાતની દીધી ગાળ, ભીમસેન ઊઠયા તત્કાળ;
મહા પ્રચંડ શૂરો છે સદા, ક્રોધ કરીને ઝાલી ગદા. ૨૯

---

* છાતીપર લૂગડું વીંટી, જે ગાંઠ બાંધેછે તેનું નામ ગાતડી.

† તકાવે અથવા નજરમાં રાખે.

ક્રોધે ભરાણો તેણે કાળ, અરે ગોવિન્દજીને દેછે ગાળ;
કુબુદ્ધિ તારી તું કોણ માત્ર, સભામાંહી થઇ બેઠો પાત્ર. ૩૦
કૃષ્ણ શું જાણે હરિનો ભેદ, આણે ઠામ કરૂં શિરછેદ;
ભીમસેન વાર્‍યા શ્રીહરિ, બેશો બાપ તમો પાછો ફરી. ૩૧
એનું સમાધાન કરશું અમો, શાને કાજ ઉઠોછો તમો;
હજુ કાંઇક તો ઓછું છે, પૂર્ણ ગાળ તો થાશે પછે. ૩૨
જ્યારે શત થાશે અપરાધ, ત્યારે હું ઉતારીશ નાદ;
પછે શત ગાળ સંપૂરણ કરી, ચક્ર લેઇ શિર છેદ્યું હરિ. ૩૩
ત્યારે પ્રગટ્યું તેજ પ્રકાશ, ચૌદ લોક પૂર્યું આકાશ;
ત્યાંથી વળતું પાછું ફર્યું, કૃષ્ણતણા મુખમાં જઇ ભળ્યું. ૩૪
ધર્મરાય ત્યાં વિસ્મે થયા, સુર નર કૌતુક પામી રહ્યા;
રાજા મન વિમાસે અસું, એ તેજ કૃષ્ણ વિષે ક્યમ વસ્યું. ૩૫
એ અનાચારી ને દુર્મતિ, કોણ કારણ પામ્યો સદગતિ;
નારદને પૂછે છે ધર્મ, મુજને એ સમજાવો મર્મ. ૩૬
એટલી કૃપા મુજપર કરો, મારા મનનો સંદેહ હરો;
તમ ટાળી કોણ હરશે નાથ, એ માંડી મુજને કહો વાત. ૩૭
ભાણદાસ કહે યુધિષ્ઠિર રાય, નારદને પૂછે મહિમાય;
હવે નારદ કહેશે સિદ્ધાંત, જય વિજય કેરૂં વૃત્તાંત. ૩૮

---

## કડવું ૩ જું—દોહરા.

વળતા નારદ ઊચર્‍યા, સુણો યુધિષ્ઠિર રાય;
તેજ સમાણું હરિ વિષે, કહું તેનો મહિમાય. ૧
મૂળથકી માંડી કહું, સાંભળ રાય સુજાણ;
શ્રીકૃષ્ણ શરણ પામિયો, નિર્ભય પદ નિર્વાણ. ૨
એક વાર તેણે સમે, સુંદર ચાર કુમાર;
સનકાદિક સોહામણા, રહીત રાગ વિકાર. ૩
શીતળ લોચન તેહનાં, પાંચ વરસના બાળ;
યૌવન જરા ન પરભવે, અતિક્રમે બહુ કાળ. ૪
અર્કથકી તે ઊજળા, તેજતણો નહિ પાર;
અંગ સકળ અતિ શોભતાં, શીશ જટા સુકુમાર. ૫

પૂરણ પ્રેમ પૂરી રહ્યા, સહુને વલ્લભ પ્રાણ;
ધર્મ પ્રત્યે નારદ કહે, કેમ કરી કહું વખાણ.
પ્રત્યક્ષ દીસે આતમા, વ્યોમ વિષે જેમ ચન્દ્ર;
રત્નકુંભમાં દીપ જેમ, નયન વિષે ગોવિન્દ.
હરખે વદન હસી રહ્યાં, સ્વપ્ને નાવે શોક;
સાત દ્વીપ રમતાં ફરે, મુક્તા ચૌદે લોક. ૮
રમતા રમતા આવિયા, તેઓ ઇન્દ્રાસન્ન;
શિવ કૈલાસ થઈ પછે, આવ્યા બ્રહ્મસદંન. ૯
ચૌદ લોક અવિલોકતાં, રમતાં રમતાં બાળ;
વૈકુંઠ જોવા આવિયા, જ્યાં છે રમ્ય રસાળ. ૧૦
ચાર ભુજા છે સહુ તણા, બે ભુજનો નહિ કોય;
શ્રીલાંછન એક હરિ વિષે, એટલું અધિકજ હોય. ૧૧
વિષ્ણુ સદા વાસો વસે, કમળા કરે ત્યાં સેવ;
બ્રહ્મા શંકર સેવતા, ઇન્દ્રાદિક સહુ દેવ. ૧૨
સત્ય સનાતન આતમા, પૂરણ પરમાનંદ;
વૈકુંઠ સદા વસી રહ્યું, કોટિ કોટિ આનંદ. ૧૩
આળસ ને નિદ્રા નહીં, મળ મૂત્ર નહીં લેશ;
વ્યાધી વિયોગી કોઈ નહીં, કાળતણો ન પ્રવેશ. ૧૪
તે વૈકુંઠને પામશે, ભજશે શ્રીભગવાન;
વિષય ભોગ સંસારના, નર કોને ન નિદાન. ૧૫

## ચોપાઈ.

અતિ અનોપમ વૈકુંઠ પુરી, લાવણ્ય લીલા હરખે ભરી;
ચાર મુક્તિ ચરણે અનુસરે, સદા નિરંતર સેવા કરે. ૧
ચાલ્યા ત્યાં સનકાદિક ચાર, તે પદ જોવા પ્રેમ અપાર;
મોદ ભર્યા મન ચાલ્યા ત્યાંય, કોની શંકા નહીં મનમાંય. ૨
ઉજમ ભર્યા આવ્યા જેટલે, દ્વારપાળ બોલ્યા તેટલે;
કોણ તમો છો અમને કહો, નથી આગના ઉભા રહો. ૩
નિર્લજ નગ્નથકા પરવરો, મનમાંહે શંકા નવ ધરો;
લેઇ જેષ્ટિકા આડી કરી, જાઓ પધારો પાછા ફરી. ૪

કમળા સહિત બેઠા અવિનાશ, નગ્નથકા કેમ જાશો પાસ;
ચૌદ લોકનો સ્વામી સોય, ત્યાં જાવા નવ પામે કોય. ૫
કહોજી ત્યાં કયમ જાશો તમો, વારંવાર કહુંછું અમો;
વચન અમારૂં ચિત્તે ધરો, તમ સરખાનો નહિ આશરો. ૬
શું વિચાર ધારો મનમાંય, નેટ તમો ત્યાં નહીં જવાય;
નથી આગના સ્વામીતણી, મર્યાદા કીધી છે ઘણી. ૭
નાનાં વચન કહ્યાં પ્રતિહાર, દારુણ ક્રોધ ચઢ્યો તેવાર;
રાતાં લોચન રીષે ભરે, અમને કોણ નિવારણ કરે. ૮
અતીત નિર્ગુણ હરિના દાસ, બાળક નગ્ન ન કોની આશ;
બાળક બ્રહ્મભૂત જે હોય, તેને તો પછી વારે કોય? ૯
ઇહાં નિવારણ તે કયમ થાય, પૂરણબ્રહ્મ વસે પુરમાંય;
દર્શન કારણ આવ્યા અમો, મૂઢબુદ્ધિ શું જાણો તમો. ૧૦
સંત સદા આવે હરિ પાસ, ચરણ કમળ જોવાની આશ;
વૈકુંઠનાથને વહાલા સાધ, દેખીને પામે આહ્લાદ. ૧૧
વળી વળી શું કહિયે ઘણું, હરિનું મંદિર તે અમતણું;
હૂકમ કરૂં અમો હરિદાસ, નામતણો અમને વિશ્વાસ. ૧૨
હરિનું મંદિર તે અમ દ્વાર, અમને કો વારે પ્રતિહાર;
મૂરખ અજ્ઞાની છો અંધ, સંતોસાથ નથી સંબંધ. ૧૩
હરિજનનો મહિમા છે જેહ, મંદ મતી શું જાણો તેહ;
હરિ આધારે રહે જે કોય, હરિજન મહિમા જાણે સોય. ૧૪
કપટી કોણ રહોછો તમો, આજથકી પૂછુંછું અમો;
જગદીશે આણ્યો છે જોગ, મૂળથકો ટાળીશું રોગ. ૧૫
વૈદ્ય વિના કોણ ઓસડ કરે, રોગ સમૂળો કયમ નીસરે;
અમ પ્રેરી તેડ્યા ભગવાન, બીજો કોણ ઉતારે માન. ૧૬
નેત્ર વિષે રજની કણિકાય, કાઢ્યા વિના સુખ નહીં થાય;
વૈકુંઠમાં લાંછન એ કશું, અમૃતમાં વિષ આવી વશ્યું. ૧૭
ઉજ્વળમાં મસી એમ પ્રમાણ, વૈકુંઠમાં બે લાંછન જાણ;
આણે સ્થળ્ તમો શોભો નહીં, એમ વિવેકે વાણી કહી. ૧૮
આ તમ યોગ્ય સ્થાન નવ ઘટે, તમને હ્યાં રાખ્યા શામટે;
કરો ભેદ કપટનાં કામ, દ્વારપાળ કયમ ધરિયું નામ. ૧૯

કેને કહ્યે તમો હ્યાં રહ્યા, દિવસ કેટલા રહેતાં થયા;
જે કોઈ હરિના પ્રતિહાર, તે સમજે સઘળો વ્યવહાર. ૨૦
હરિના પાર્ષદ હોયે જેહ, સંતતણી ગત સમજે તેહ;
અરે મૂર્ખમતિ! કુબુધ કાં થયા, શા માટે હરિ પોળે રહ્યા? ૨૧
કપટી તમો હ્યાં કયમ છાજશો, તુલની પેરે ઊડી જશો;
અપરાધી અસુર મહા દુષ્ટ, સંતતણા દ્વેષી પાપિષ્ટ. ૨૨
નિર્ભય પદ ત્યાં ભય નવ હોય, રખવાળું મૂકે નહિ કોય;
પોળ કશી? હ્યાં શા પ્રતિહાર? જ્યાં રહે વિશ્વતણો આધાર. ૨૩
ચૌદ લોકતણા જ્યાં નાથ, તસ્કર પોળતણી કઈ વાત;
જે નામે ભવ બંધન ટળે, વૈકુંઠમાં બંધન કેમ કરે? ૨૪
મુક્તા મારગ માધવતણા, મુક્તિપુરીમાં છે અતિ ઘણા;
નિર્લજ તમને નહિ ત્યાં લાજ, અમને વારી રાખ્યા આજ. ૨૫
તમને કોઈ નહોતું પૂછનાર, કોણે સોંપ્યો આ અધિકાર;
આહીં નથી તમારૂં કાજ, તમને આજથી કીધા તાજ. ૨૬
પોળ દ્વારથી અળગા કરી, પછે અમો ત્યાં જાશું ફરી;
કપટી અસુર તમોછો ખરા, પૃથ્વીમાં પડો જઈ પરા. ૨૭
અસુર યોનિ વિષે અવતરો, ઈશ્વરસું ગ્રહેજો અંતરો;
એવો શાપ દીધો જેટલે, થરથર બેહુ કંપ્યા તેટલે. ૨૮
બ્રહ્મશાપ મિથ્યા નવ હોય, વાવ્યું હોય તે લણિયે સોય;
જેવું કીધું તેવું લહ્યું, થાનારૂં તો થઇને રહ્યું. ૨૯
ધસી પોળિયા લાગ્યા પાય, છૂટયાનો પૂછે ઉપાય;
અમ કીધો મોટો અપરાધ, તમો સંત શિરોમણિ સાધ. ૩૦
અમ અપરાધ ખમો ઋષિરાજ, લાજ અમારી રાખો આજ;
શઠ અમો અંતરના અંધ, અજ્ઞાની મૂરખ મતિમંદ. ૩૧
અમ પ્રીછ્યા નહિ આપ મહંત, બ્રહ્મકુંવર સનકાદિક સંત;
તન ધન મદ યૌવન ઉન્માદ, તમ સાથે કીધો બકવાદ. ૩૨
અમો અપત્ય કછોરૂ તાત, અમને અનુગ્રહ કરજો નાથ;
ઉતાવળો થાયે ઉદ્ધાર, પ્રભુજી તે કીજે પરકાર. ૩૩
દીન વચન બોલ્યા પ્રતિહાર, વિનય કરી બહુ વારંવાર;
સનકાદીક થઈ પરસન્ન, સાંભળજો તમ સત્ય વચન્ન. ૩૪

પ્રેમ કરી બોલ્યા તેવાર, ત્રણ જન્મે થાશે ઉદ્ધાર;
દ્વેષે કરો હરિ ઉપાસના, શત્રુરૂપ થશે વાસના. ૩૫
સૂતાં બેઠાં નિદ્રા થાય, વિસરશે નહીં વૈકુંઠરાય;
દિવસ રાત હૃદેમાં વસે, ક્ષણ ક્ષણ વૈર ઘણું વાધશે. ૩૬
ભોજન કરતાં ને જાગતાં, વિવિધ કામ ને મારગ જતાં;
દૃષ્ટિ આગળ હરિ દેખશો, શત્રુરૂપ કરી પેખશો. ૩૭
હરિને હાથે થાશે મરણ, પછે પામશો હરિનાં ચરણ;
પછી તમો અહિંયાં આવશો, દ્વારપાળ હુતા ત્યમ થશો. ૩૮
કોલાહલ એ સબળો થાય, વાત સાંભળી વૈકુંઠરાય;
વેગે પધાર્યા શ્રીનિવાસ, કર જોડી કહે **ભાણદાસ.** ૩૯

---

## કડવું ૪ થું—દોહરા.

જ્યમ બેઠા'તા તેમ હરિ, ઉઠ્યા ત્યાં તત્કાળ;
વાત ખમી તે નવ શક્યા, ભક્તવત્સલ કિરપાળ. ૧
એક વસ્ત્ર પેર્યે થકે, ઉઘાડું છે અંગ;
પાય પદ્મ ઝળકી રહ્યાં, કમલનયન શ્રીરંગ. ૨
ત્યારે હરિજી હળફળ્યા, સાંભળિયો સંદેશ;
એક પલકમાં આવિયા, પોળ વિષે પરવેશ. ૩
પાછળથી વળી પરવર્યા, સેવક જન સહુ કોય;
છત્ર ચમર ને પાદુકા, કર ગ્રહી લાવ્યા સોય. ૪
વેગે ગરુડ પધારિયા, પુરુષોત્તમની પાસ;
લક્ષ્મી આવ્યાં લેહેરમાં, તેજતણો પરકાશ. ૫
શી કહું શોભા તે સમે, શોભા શ્રીભગવાન;
જેમ તેમ પહેરી પાદુકા, વસ્ત્ર કર્યાં પરિધાન. ૬
ધરણીધર ત્યાં ધસમસ્યા, જ્યાં સનકાદિક સાધ;
તમને રાખ્યા આવતા, તે ખમજો અપરાધ. ૭
આવંતા દીઠા હરી, ક્રોડ સૂર્ય પ્રકાશ;
સનકાદિક આનંદિયા, ઉપન્યો મન ઉલ્લાસ. ૮
ધસીને પાયે લાગીયા, પ્રગટ્યો પ્રેમ અપાર;
હરખે આંસુ આવિયાં, ધન ધન વિશ્વાધાર. ૯

તમ દર્શનની લાલચે, આવ્યા શ્રીભગવાન;
પોળે પ્રભુ પધારિયા, તે અમ દીધાં માન. ૧૦
ભક્તવત્સલ તો છો તમો, ભક્તતણા પ્રતિપાળ;
તન ધન જીવન સાધુનાં, દીનાનાથ દયાળ. ૧૧
તમો મહા ઋષિ માહરા, પાવન પરમ નિધાન;
તન ધન મન્ન જીવન તમો, એમ કહે ભગવાન. ૧૨
અમ દ્વારે ઉભા કર્યા, પામ્યા બહુ સંકોચ;
અમથી જે અવિનય થયો, મન નવ ધરશો શોચ. ૧૩
દાસતણે આધીન છું, વશ વરતીશ સદાય;
વેચે મુજને સાધુ જો, મેં ના નવ કહેવાય. ૧૪
તમો અમારે બારણે, પામ્યા છો પરિતાપ;
તેથી હું દુઃખ પામિયો, સત્ય વચન કહું બાપ. ૧૫
અમો તમો બેહુ એક છું, અંતર નથી લગાર;
જે જન અંતર જાણુશે, તે પડે નરક મોઝાર. ૧૬
મુજથી સંત વધે ઘણું, કહું છું તે નિર્ધાર;
સંત લહેરી દરિયાતણી, આપે મુક્તિ ચાર. ૧૭
સંતતણે ચરણે વસે, તીર્થરાજ પ્રયાગ;
ગંગા કાશી ગોમતી, અશ્વમેધાદિક યાગ. ૧૮
અર્ધ શરીરે સુંદરી, નિકટ રહે મુજ પાસ;
લક્ષ્મી શ્રીહરિ અંગના, ભક્તતણી છે દાસ. ૧૯
જે કો સેવે સાધુને, મુજને પામે વેદ;
તેથી હું છું વેગળો, સંત વિષે છળભેદ. ૨૦
પહેલો જે મુજને ભજે, સંત ભજે નહિ જેહ;
તે મુજ પદ પામે નહિ, તેમાં નહિ સંદેહ. ૨૧
તે નર મુજને પામશે, પરથમ ભજશે સાધ;
સંત તજી મુજને ભજે, તે મોટો અપરાધ. ૨૨
સંત વિના કયમ જાણુશે, મારો જે મહિમાય;
સંત વિના મુજને ભજે, મુજથી અળગો થાય. ૨૩
મારો બાંધ્યો છોડવે, હૂકમ કરી હરિદાસ;
દાસતણો જે બાંધિયો, તે નવ છૂટે પાશ. ૨૪

સંતતણું ચિંત્વન કરૂં, સદા નિરંતર સોય;
તન ધન જીવન માહરૂં, સંત વિના નહિ કોય. ૨૫
સંતતણી જે સંપદા, તે તો હું નિર્ધાર;
મુજ વિણુ કાંઈ મળે નહીં, કિંચિત્ રેષ લગાર. ૨૬
મારૂં આપ્યું નવ ગ્રહે, મોક્ષ લગણુ નહિ આશ;
હૃદે કમળમાં હું વસું, મારો દૃઢ વિશ્વાસ.. ૨૭
નિરંતર મુજને ભજે, અઋણી કેમ થવાય;
તે તો વસ્તુ મળે નહિ, આપી લાગું પાય. ૨૮
તેમાટે રણિયો રહ્યો, સંતતણો હું સદાય;
આપ્યું અંગી નવ કરે, શો કીજે ઉપાય. ૨૯
સંતતણી સેવા કરે, આદર ભાવ અનેક;
તે પૂજા મુજને ચઢે, મહા સુખ પામું છેક. ૩૦
સંત સુખી તો હું સુખી, સંત દુખે દુખ હોય;
તે કારણ જન સાંભળો, સંત મ દૂભશો કોય. ૩૧
નારદજી એમ ઉચર્યા, સુણો યુધિષ્ઠિર રાય;
મહિમા મોટો સાધુનો, શ્રીપતિ શ્રીમુખ ગાય. ૩૨

## ચોપાઈ.

સંતતણો બોલ્યા મહિમાય, સહુ સાંભળતાં વૈકુંઠ રાય;
પાવન વાણી કહી નિર્મળી, માધવના મુખથી સાંભળી. ૧
વૈકુંઠ નિવાસી જેટલા, થઈ રહ્યા વિસ્મય તેટલા;
ભરી સભામાં શ્રીભગવાન, સનકાદિકને દીધાં માન. ૨
સંતતણો મહિમા છે જેહ, શ્રીપતિ શ્રીમુખ ગાયે તેહ;
જય વિજય સાંભળિયું સહી, રહ્યા હૃદેમાં ઝાંખા થઈ. ૩
બન્ને યોદ્ધ થયા શણમણા, યદ્યપિ તે બે છે હરિતણા;
કમળા કંથ કહે તેણીવાર, સાંભળજો સાચું પ્રતિહાર. ૪
મેં જે તમને વાર્યા હુતા, અસુર કો જોજો આવતા;
સાધુ ભક્તને નહિ અટકાવ, તે કાં તમો ન પ્રીછ્યો ભાવ. ૫
સંત ઈહાં શાને આવશે, મારૂં દર્શન શી પેર થશે;
સંતતણું રહેવાનું ગામ, મુજને વસવા આપ્યું ઠામ. ૬

મેં વસાવી વૈકુંઠ પુરી, તે સંતતણે પ્રતાપે કરી;
તેનું તમે કશું નહિ કરશું, અણજાણ્યે અવળું આદરશું. ૭
વૈકુંઠ સંતતણી મીરાત, સંત સદા છે મારી જાત;
તે ત્યાં પામ્યા છે પરિતાપ, ભલું થયું જે દીધો શાપ. ૮
મચ્છર માન હુતો ઉન્માદ, ભલીભાતે ઉતાર્યો નાદ;
તમ યોગ્ય થયોછે વ્યવહાર, જઈ અવતરો ભૂતળ મોઝાર. ૯
એણીપેર બોલ્યા મહારાજ, કર્તવ્યતણું ફળ પામ્યા આજ;
મૂકો હવે તમો મુજ દ્વાર, અસુરતણો પામો અવતાર. ૧૦
મહા પુરુષનાં વાયક એહ, મિથ્યા એ કેમ થાયે તેહ?
પૃથ્વીમાંહે તમે પરવરો, ને ત્રિ જન્મના ફેરા ફરો. ૧૧
તમ પાછળથી મુજ અવતાર, આપણ યુદ્ધ કરીશું સાર;
મુજને જુધ કરવાનો કોડ, તેમાટે મેળવિયો જોડ. ૧૨
મારા મનમાં ઇચ્છા ઘણી, મનવાંછિત યુદ્ધ કરવાતણી;
મુજ સાથે નર જે કોઈ લડે, તમ સરખો બીજો ક્યાં જડે. ૧૩
તેમાટે કરવો સંગ્રામ, જાઓ પધારો મૂકો ઠામ;
જય વિજય બોલ્યા તેણીવાર, સત્ય વચન સ્વામી નિર્ધાર. ૧૪
મુખમાંથી એમ બોલ્યા વાણ, પ્રભુજી કહોછો તે પરમાણ;
જે જે વચન કહ્યાં જગદીશ, તે તે અમો ચઢાવ્યાં શીશ. ૧૫
જે તમને ઈચ્છા ઉપની, તે તો વાત સહજ નીપની;
એવો કોણ બીજો છે નાથ, કરે અન્યથા પાછી વાત. ૧૬
પ્રેમ સહિત કર્યા પરણામ, જય વિજયે જાણી વિશ્રામ;
કૃપા રાખજો કિરપાનાથ, યુગ્મ કરીને જોડ્યા હાથ. ૧૭
વિસરશો મા વિશ્વાધાર, દીન વચન બોલ્યા તે વાર;
સનકાદિકના પ્રણમ્યા પાય, મહા અપરાધી છું ઋષિરાય. ૧૮
પ્રેમ કરી પ્રણમ્યા જગદીશ, નીચા થઇને નામ્યું શીશ;
શીખ માગી સનકાદિક વળ્યા, વૈકુંઠમાંથી તે નિસર્યા. ૧૯
સહુ કોઈ જોતાં ગુપ્તજ થયા, કનક પક્ષી જેમ ઉડી ગયા;
જય વિજય બેહુ ઉભા રહ્યા, મહા વિષ્ણુ મંદિરમાં ગયા. ૨૦
લક્ષ્મી ગરુડ અને ભગવાન, સેવક સહિત ગયા સ્વસ્થાન;
નારદ કહે સુણો ધર્મરાય, દ્વારપાળતણો મહિમાય. ૨૧

સનકાદિકને શાપે કરી, પામ્યા બે યોનિ આસુરી;
સ્થાનક ભ્રષ્ટ થયા તે નાશ, કર જોડીને કહે ભાણદાસ. ૨૨

## કડવું ૫ મું—દોહરા.

જય વિજય વૈકુંઠથી, હેઠા પડિયા સોય;
તેજ તણા તારા ગળ્યા, દેખંતાં સહુ કોય. ૧
નારદ વાણી ઉચર્યા, સુણો યુધિષ્ઠિર રાય;
જય વિજય બે અવતર્યા, પૃથ્વીના પડમાંય. ૨
કશ્યપ ઋષિ મોટા મુનિ, તે ઘેર દીતિ નાર;
ઉદર તેહને અવતર્યા, પ્રથમે તો અવતાર. ૩
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ બે, મહા બળિયા બે જોદ્ધ;
સાચા શત્રુ હરિ તણા, કોપે ભરિયા ક્રોધ. ૪
કુંભકર્ણ રાવણ થયા, બીજે જન્મ ભૂપાળ;
ત્રીજે થઇને અવતર્યા, દંતવક્ર શિશુપાળ. ૫
તે તો તમ આગળ હણ્યો, જુવો યુધિષ્ઠિર રાય;
તેજપુંજ બહુ પ્રગટિયું, લય પામ્યા હરિમાંય. ૬
સંદેહ ભાંગ્યો રાયનો, પ્રીછ્યું કારણ તેહ;
નારદને પૂછ્યું હતું, સમજાવ્યો સંદેહ. ૭
ધર્મરાયે વિચારિયું, આ અવસર નહિ થાય;
પાવન કથા પ્રહ્લાદની, પૂછું તે મહિમાય. ૮
વળતા વાણી ઉચ્ચર્યા, નારદ પ્રત્યે ધર્મ;
કશ્યપ સુત કયમ મારિયો, મુને કહો તે મર્મ. ૯
પોતાનો જાણી કરી, ઉગાર્યો પ્રહ્લાદ;
શ્રીનૃસિંહ કયમ પ્રગટિયા, સંભળાવો આહ્લાદ. ૧૦
પરમ હંસતણી કથા, પાવન પરમ રસાળ;
ઉત્તમ તે પ્રહ્લાદની, કહો મુજને કિરપાળ. ૧૧
વળતા નારદ બોલિયા, સાંભળજે તું રાય;
ઉત્તમ રીતે તે કથા, સાંભળતાં સુખ થાય. ૧૨

એક સમે હિરણ્યાક્ષ જે, કો અવસર કો કાળ;
પૃથિવી પંડ હરી કરી, પહોંતો જઈ પાતાળ. ૧૩
દેવ સકળ દુઃખ પામિયા, વિનવીઆ ગોપાળ;
રૂપ ધરયું વારાહનું, મહા મોટું વિક્રાળ. ૧૪
પાછળથી ઝંપાવિયું, કયાં જાઊંછું દુષ્ટ;
મુજ આગળ કેમ ઉગરે? પૃથ્વી હરી પાપીષ્ટ? ૧૫
મૂકી તે બેઠો થયો, માંડયો મહા સંગ્રામ;
શૂકર તું શું યુદ્ધ કરે, હમણાં પેહું ઠામ. ૧૬
બે જણુ જોધ ભલા ભિડે, મહા દારુણુ જુધ્ધ થાય;
કો કોથી નવ ઓસરે, મુક્કા મુક્કી ધાય. ૧૭
વરાહજીની મુક્કીએ, શબ્દ કરયો વિકરાળ;
પાપી મરણુ પમાડિયો, પડિયો તે તત્કાળ. ૧૮
દાઢ ઉપર અવનિ ધરી, આવ્યા શ્રીઅવિનાશ;
દેવ સકળ ત્યાં સ્તુતિ કરે, ધન ધન વિશ્વાવાસ. ૧૯
મોટો દુષ્ટ વિદારિયો, દીનાનાથ દયાળ;
સુર નર સહુ સુખિયા થયા, ભક્તવત્સલ ગોપાળ. ૨૦
ઉપેરથી પૂજા કરે, ચંદન કુસુમ અનેક;
સ્તવન કરે શ્રીહરિતણું, નાના વચન વિવેક. ૨૧
પરથમ જયમ પૃથિવી હતી, ત્યમ મૂકી ભગવાન;
સુર નર સહુ કો દેખતાં, પામ્યા અંતર્ધાન. ૨૨

## ચોપાઈ.

વધ કીધો હિરણ્યાક્ષજતણો, દીતિ શોક મન પામે ઘણો;
કેશ ઉપાડે કરે આક્રંદ, હું અભાગણી ભુંડી મંદ. ૧
હૈયું બેહુ હાથેસું હણે, હા હા દૈવ કરીને ભણે;
મુખમાંથી મૂકે નિઃશ્વાસ, મારે એની હુતી આશ. ૨
મારો કુંવર હુતો મહા શૂર, મારણુહાર મોટો છે ભૂપ;
પુત્રતણે વિરહે આકળી, શરીરતણી બહુ સાનજ ટળી. ૩
મોટો શત્રુ એ કહેવાય, માર્યા વણુ તો દુઃખ ન જાય;
કોણુ યુદ્ધ કરે મુજ કાજ, મારા મનની ભાંજે દાઝ. ૪

મહા દુઃખી દેખીને માત, હિરણ્યકશિપુ કહેછે વાત;
માતાજી મન શોક ન ધરો, ધૈર્ય આણી મન નિશ્ચળ કરો. ૫
કોઈ મરતું કો જાતું નથી, ફોકટ શોક કરો કાં સતી;
જૂઠા સ્વપ્નતણી શી આશ, ખોટા પિંડનો શો વિશ્વાસ. ૬
એ જાતાં નવ લાગે વાર, કાચો પિંડ પડે નિર્ધાર;
જળમાંહી પરપોટો થાય, જોતાં માત્રમાં ફાટી જાય. ૭
કાચતણો કૂપો જેમ હોય, ઠબકાતાં ફૂટે તે સોય;
વ્યોમ વિષે ઝબકે વીજળી, એક પલકમાં જાયે ટળી. ૮
દેહતણી ગતિ એવી જાણ, કાળતણા મુખમાંહે પ્રમાણ;
એ તો આવી ચાલી ચાલ, કો આજ કોઈ મરશે કાલ. ૯
અમર થઇને કોઈ નવ રહ્યા, સહુ કો એણે મારગ ગયા;
જો અંતરની દૃષ્ટિ ઉઘડે, હર્ષ શોક કરવો ના પડે. ૧૦
જીવ બ્રહ્મ જુજવા નવ હોય, કુંડળ હેમ દૃષ્ટાંતે જોય;
વસ્તુ વિચારે જીવ ન કોય, પૂર્ણ બ્રહ્મ રહ્યા છે સોય. ૧૧
અજર અમર અકળ અવિનાશ, શુદ્ધ નિરંજન સર્વે વાસ;
શ્વેત શ્યામ નથી ત્યાં વર્ણ, સઘળે દીસતા અશરણશર્ણ. ૧૨
અગ્નિએ બાળ્યો નવ બળે, પવન ચલાવે તે નવ ચળે;
અસ્ત્રવડે તે નવ છેદાય, નીરવડે તે નવ ભેદાય. ૧૩
અચળ આત્મા છે સાક્ષાત, કોણ કોનો વધ કરશે માત;
સત્ય સનાતન પૂરણ બ્રહ્મ, માતા મનનો ટાળો ભ્રમ. ૧૪
પૃથ્વી વાયુ અને આકાશ, જળ ને તેજતણો પરકાશ;
પંચભૂત માયાથી થયાં, આપ આપણે મારગ ગયાં. ૧૫
જન્મ મરણ આત્માને નથી, હર્ષ શોક નથી જે રતિ;
મિથ્યા જીવતરની શી આશ, માયા મોહ બંધનો પાશ. ૧૬
આકાશવત્ આત્મા અસંગ, તેનો કયેમે થાય ન ભંગ;
દૃષ્ટિ પદારથ સઘળો ફોક, તેનો કાંઈ ન કીજે શોક. ૧૭
એવાં વચન માતાને કહ્યાં, શોક તજીને સુખિયાં થયાં;
હિરણ્યકશિપુ વધ્યા એ જ્ઞાન, ધીર ધરી થયાં સાવધાન. ૧૮
શાસ્ત્રતણો છે જે વ્યવહાર, તે તો વચન કહ્યું નિર્ધાર;
આ સાધારણ મોટું જ્ઞાન, હવે કહું મર્યાદા માન. ૧૯

વળી પુત્ર કહે તેણીવાર, સુણો સત્ય લૌકિક વ્યવહાર;
માતા એમ રખે જાણુતી, પુત્ર વિષે કાંઈ પ્રાક્રમ નથી. ૨૦
સાંભળ જનુની સચ્ચી વાત, એણે હણિયો મારો ભ્રાત;
વાળીશ વેર કરી ઉપાય, શત્રુ હણ્યા વણુ સુખ નવ થાય. ૨૧
ઘણું ઘણું શું કહિયે વળી, દાઝે અંતર રહ્યું પરજળી;
મહા મોટો થયો ઉત્પાત, શૂર સુભટ માર્યો મુજ ભ્રાત. ૨૨
જો શત્રુ મુજને લાધશે, સેવા પૂજા રૂડી થશે;
બીજો કાંઈ નથી ઉપાય, તપ કરવા જાઊં વનમાંય. ૨૩
બ્રહ્માને ઉપાશી કરી, વર પામીને આવું ફરી;
નિર્ભય થઇને માંડું ભેદ, યજ્ઞ યાગનો કરૂં ઉછેદ. ૨૪
વેદ વિદ્યા લોપાશે ધર્મ, ત્યારે તે પરગટશે બ્રહ્મ;
એવો વિચાર કરી મનમાંય, તપ કરવા ચાલ્યો વનમાંય. ૨૫
અંતરમાંહે અનેક બિચાર, નયણે નીર આવે નિર્ધાર;
મનમાંહે શત્રુનો ત્રાસ, કર જોડીને કહે ભાણુદાસ. ૨૬



## કડવું ૬ ઠું—દોહરા.

હિરણ્યકશિપુ વન ગયો, દાઝ ધરી મનમાંય;
પાણીને ભોજન તજ્યું, કષ્ટ સહે વનમાંય. ૧
તપ ઉગ્ર ત્યાં આદરયું, રહી નિરંતર વન્ન;
વર્ષા તડકો વાયુ અતિ, ભય નવ આણે મન્ન. ૨
ઉત્તમ સ્થળ આસન કરયું, ધરવા લાગ્યો ધ્યાન;
કાષ્ઠતણી જેમ પૂતળી, શરીરતણી નહિ સાન. ૩
પ્રાણુ વાયુ ત્યાં જીતિયો, આકર્ષણુ બહુ રોધ;
આરાધન બ્રહ્માતણું, કરવા લાગ્યો જોધ. ૪
તન ઉપરથી તેટલે, નખ ત્વચા ને કેશ;
મજ્જા માંસ ટળી ગયું, લોહી મળે નહિ લેશ. ૫
અસુર ત્યાં પછે એકલો, કાષ્ઠતણો જેમ ક્રીલ;
અંગ ઉધેઇએ આવર્યો, કાંઈ ન દીસે દીલ. ૬

પગ ઉપર બહુ ઉગીયાં, નાનાવિધનાં તર્ણું;
ખગ મૃગ પક્ષી ત્યાં ઘણાં, પાછળ ચરતાં હર્ણું. ૭
પંખી માળા ઘાલિયા, બાં હેઠળ ને કાન;
ગેહ નવિન ગહવર ગુફા, પર્વત મોટાં રાન. ૮
છત્રી સહસ્રજ આપણાં, દેવતણાં શત હોય;
અંગુઠે ઉભો રહ્યો, કંપ્યા જન સહુ કોય. ૯
નયણ ધુમાડો પ્રગટિયો, અંગથી ઉઠી ઝાળ;
દેવ સકળ દાઝી રહ્યા, મહા પ્રલયનો કાળ. ૧૦
પૃથ્વી લાગી ડોલવા, શેષનાગ કલ્પંત;
ઇન્દ્રાસન હાલી રહ્યું, જાણ્યું આવ્યો અંત. ૧૧
નર સહુ થઇને એકઠા, વળી વિચારે વાત;
દુષ્ટ મહા તપ આચરે, થાશે મહા ઉત્પાત. ૧૨
વેગે કરીને વિનવ્યા, કમલાસન તેવાર;
કોક દૈત્ય મહા તપ કરે, સ્વામી કીજે સાર. ૧૩
પ્રજાપતિ વળતા કહે, સાંભળજો સહુ દેવ;
સ્થાનક જાઓ આપણે, ચિન્તા ટાળું એવ. ૧૪
હું જાવા તત્પર થયો, જે આપું વરદાન;
તપ કરે છ વનને વિષે, મનમાં મારૂં ધ્યાન. ૧૫
હંસ ઉપર બ્રહ્મા ચઢયા, જોયું વિમાસી મન્ન;
જે સ્થળમાં તપ એ કરે, જાણૈં હું તે વન્ન. ૧૬
સેજ સાથે તેડિયા, પોતાનો પરિવાર;
હિરણ્યકશિપુ તપ કરે, આવ્યા ત્યાં નિર્ધાર. ૧૭
દેખીને વિસ્મય થયા, અચરજ પામ્યા બ્રહ્મ;
દેહદમણ આ વિષમ તપ, કોણ કરે આરંભ. ૧૮
સાધારણ તપ સહુ તપે, આવું તપ્યું ન જાય;
અસંભાવ એણે કર્યો, બીજે કોણ ન થાય. ૧૯
તપ દેખીને કંપિયા, ધન ધન એ નર ધીર;
કાષ્ઠકલેવર લેખવ્યું, શૂર સુભટ મહા વીર. ૨૦
પ્રસન્ન થયા પરજાપતિ, તપ દેખીને તેહ;
જે માગે તે આપીએ, તેમાં નહિ સંદેહ. ૨૧

ઉઠાડી બેઠો કર્યો, હૈડે ચાંપ્યો તન્ન;
વાંછિત વર તો માગિયે, હું થયો છ પરસન્ન. ૨૨
તંન ઉપર ત્યાં ફેરવ્યો, દીતિ પુત્રના હાથ;
દિવ્ય દેહ સુંદર કરી, હ્રષ્ટપુષ્ટ સાક્ષાત. ૨૩
વચન વિરંચી* ઉચર્યા, માગો સુત વરદાન;
ધ્યાનથકા જાગો ખરા, કહે બ્રહ્મ ભગવાન. ૨૪
મનમાં કોડ મ રાખશો, મન વાંછિત વર માગ;
પુત્ર વિલંબ ન કીજિયે, સાવધાન થઈ જાગ. ૨૫
હિરણ્યકશિપુ હરખિયો, ઉલટ અંગ નવ માય;
પ્રદક્ષિણા પાછળ કરી, પ્રેમે લાગ્યો પાય. ૨૬
કર જોડીને સ્તુતિ કરે, પાવન પરમ દયાળ;
તમ વણ કોણ કૃપા કરે, ભક્તવત્સલ કિરપાળ. ૨૭
સરજો પાળો સંહરો, ત્રણ ભોવનના નાથ;
પુરુષ પુરાતન છો તમો, પરમેશ્વર સાક્ષાત. ૨૮
મુજને કોઈ મારે નહિ, તે વર આપો ઈશ;
સમર્થ છો સ્વામી તમો, યાચક છું જગદીશ. ૨૯

## ચોપાઈ.

ઘર બહાર, પૃથ્વી આકાશ, પાણી તેજતણો નહિ ત્રાસ;
દેવ દાનવ માનવ સૌ કોય, સિદ્ધ વિદ્યાધર ચારણ સોય. ૧
વળી ન મરૂં લોહ લાકડે, નારી પુરુષ નપુંસક વડે;
સૂકે લીલે દિવસ ને રાત, પન્નગ નાગ અને અમ જાત. ૨
ચાર વર્ણ ને આશ્રમ ચાર, લક્ષ ચોરાસી છે અવતાર;
ચાર ખંડ મધ્યે જે હોય, મુજને નવ મારે તે કોય. ૩
સ્થાવર જંગમ ને ઉપવેદ, ભૂત પ્રેત ચરાચર ભેદ;
આયુધ એકે ન વાગે ઘાય, વજ્રતણા કડકા બહુ થાય. ૪
અનેક સૃષ્ટિ છે તમતણી, નાનાવિધની રચના ઘણી;
જલચર સ્થલચર ભૂચર બહુ, નભચર વનચર સરજ્યાં સહુ. ૫
તમારી સૃષ્ટિતણો નર જેહ, મુજને કોઈ ન મારે તેહ;
એ માગુંછું અશર્ણાશર્ણ, કો થકી નહિ પામું મર્ણ. ૬

---

* બ્રહ્મા.

મુજને અમર કરો મહારાજ, સકળ મનોરથ પૂરો આજ;
નિર્ભય નિઃશંક જેમ થાઉં તાત, એવો વર આપો સાક્ષાત. ૭
હંસારૂઢ હસ્યા કિરપાળ, ત્રુઠયા વર આપ્યો તત્કાળ;
મારી સૃષ્ટિતણો નર જેહ, તુજને કોઈ ન મારે તેહ. ૮
તુજ સંગાથે બળ નહિ થાય, ભલા ભોગ ભોગવ તું રાય;
વિજય નિત્ય તો તારો થજો, સદાકાળ સુખિયો તું હજો. ૯
જે તેં વર માગ્યો મુજ પાસ, સકળ મનોરથ પહોંચો આશ;
બ્રહ્માજીના પ્રણમ્યા પાય, પ્રદક્ષિણા કીધી બહુ રાય. ૧૦
જે જે વચન કહ્યાં જગદીશ, તે સઘળાંજ ચઢાવ્યાં શીશ;
મનવાંછિત આપ્યાં વરદાન, બ્રહ્માજી પહોંતા સ્વસ્થાન. ૧૧
સાથે સઘળા સેવક જન્ન, બ્રહ્મલોક આવ્યા ભગવન્ન;
હિરણ્યકશિપુ નગરી આવશે, દાન યજ્ઞનો લોપજ થશે. ૧૨
ઉન્મત થઇને કરશે પાપ, દેવ ઋષિ બ્રાહ્મણ સંતાપ;
સાધુ સકળને પડશે ત્રાસ, કર જોડીને કહે **ભાણદાસ.** ૧૩



## કડવું ૭ મું—દોહરા.

દીતિસુત પાછો વળ્યો, હર્ષ ધરી મનમાંય;
આનંદભેર ઉતાવળો, નગરભણી તે જાય. ૧
પંથ વિષે તે પરવર્યો, વાટે કરે વિચાર;
સૈન્ય સકળ હું સજ કરૂં, દેવ મનાવું હાર. ૨
મોદ ઘણો મનને વિષે, આવ્યો નગર નિવેશ;
સુભટ સકળ સામા ગયા, મંદીર કર્યો પ્રવેશ. ૩
નગર સકળ શણગારિયું, ફરકે ધજા અનેક;
ઉત્તમ ત્યાં રચના કરી, નાનાભાત વિવેક. ૪
નૌતમ નગરી શોભતી, કનક રચિત પરકાર;
હીરા માણુક ચૂનિયો, ઝળકે મણી અપાર. ૫
બેઠો રાજ સભા વિષે, મનમાં છે અતિ માન;
દૈત્ય સકલ તેડાવિયા, તેડાવ્યા પરધાન. ૬

આસન રમ્ય અપાવિયાં, દીધાં બહુ સન્માન;
રત્ન કનક ધન આપિયાં, દીતિપુત્ર રાજાન. ૭
સૈન્ય સજાઈ સજ કરો, આવોને સૌ જોધ;
સુર નર સાથે જુધ કરૂં, રાય ભરાણો ક્રોધ. ૮
અસુર મળ્યા સહુ એકઠા, સૈન્યતણો નહિ પાર;
ગજ રથ ને તુરી ઘણા, ઘોર શબ્દ વિકાળ. ૯
ગજપર શોભંતી ધજા, પાખરિયા કેકાણ;
આનક ગોમુખ ઝાંઝરી, વાજે બહુ નિશાન. ૧૦
ભેરી ભેર ને પ્રેરડી, વળી ડંકા રણતૂર;
ચાલી ત્યાં ચતુરંગિણી, સુભટ મળ્યા ત્યાં શૂર. ૧૧
એક એક આગળ થયા, પડે દીપ પતંગ;
ભાથા આયુધ ભીડિયાં, ઉજમે ચઢયો અભંગ. ૧૨
સ્વર્ગ વિષે તે સંચર્યા, વાર ન લાગી લગાર;
જાણે સાગર ઉલટયો, સૈન્યતણો નહિ પાર. ૧૩
વેગે કરીને વહી ગયા, વિંટયું ઇન્દ્રાસંન;
અનેક અસુર હંકારિયા, કશ્યપસુત રાજંન. ૧૪
શક્રજ સાથે તે કરે, દારુણ મહા સંગ્રામ;
સુર નર હાર મનાવિયા, મૂકાવ્યાં તે ઠામ. ૧૫
કંઠ સાહીને કાઢિયા, નાઠા સુર નર સોય;
સ્વર્ગ પોતાને વશ કરયું, દેવ મળે નહિં કોય. ૧૬
બારે વાટે સહુ ગયા, પામ્યા દુઃખ તો દેવ;
કો કયાં કો કયાં થઇ ગયા, જળસ્થળમાં તતખેવ. ૧૭
એક સમે આરાધિયા, સ્વામી શ્રીભગવાન;
સાર અમારી કીજિયે, તું છો દયાનિધાન. ૧૮
કો પર્વતને આશરે, છાના થઇને દેવ;
સ્તવન કરે શ્રીહરિતણું, એક મને તતખેવ. ૧૯
તું અવિનાશી આતમા, સત્ય સનાતન બ્રહ્મ;
ત્રિગુણ માયાથી વેગળા, કાળ નહિ ગુણ કર્મ. ૨૦
તું નિરંજન નિર્મળો, રૂપ નહિ ત્યાં રેખ;
સાધુ ભક્તને કારણે, ધારો નાના ભેખ. ૨૧

શરણાગત વત્સલ તમો, રાખી લ્યો ભગવંત;
બીજો કોઈ હવે નથી, દુઃખનો આણે અંત. ૨૨
નાના વચને સ્તુતિ કરી, પ્રગટ થયા ગોપાળ;
કર જોડી પ્રણમ્યા હરિ, દીનાનાથ દયાળ. ૨૩
શરણુ તમારે આવિયા, રાખોને શ્રીરંગ;
દીતિસુતે તો પરભવ્યા, હાર પમાડ્યા અંગ. ૨૪
મહા પાપી કો અવતર્યો, સુર નર સહુનો કાળ;
તેમાટે અમો આવિયા, રાખી લ્યો કિરપાળ. ૨૫
સ્થાનક ભ્રષ્ટ અમો થયા, દુઃખ સહ્યું ન જાય;
યજ્ઞભાગ નવ પામિયે, કહો તે કેમ ખમાય. ૨૬
દુખે થયા અમો દુબળા, રૂપ કાંતિ નહિ તેજ;
માટે જેમ કરવું ઘટે, કરો પ્રભુજી એજ. ૨૭
પાપી જીવે જ્યાં લગી, સુખ નવ અમને થાય;
પાપીનો પ્રાજય કરો, વેગે વૈકુંઠરાય. ૨૮
વળતા વાણી ઉચર્યા, સ્વામી શ્રીભગવંત;
જો તમને દુઃખ ઉપજ્યું, તો તમ શાના સંત. ૨૯
પૂરણુ પાપ કર્યું નથી, તો કેમ દીજે દંડ;
સંતોને પીડા કરે, તવ કરીશ શત ખંડ. ૩૦
હજુ વિલંબ તો છે ઘણો, પ્રગટ થશે પ્રહ્લાદ;
તેને દુઃખ પમાડશે, ઉતારીશ હું નાદ. ૩૧
તે દુઃખ મુજને લાગશે, દુઃખ પામે જો સાધ;
ત્યારે મરણુ પમાડશું, ખમશું નહિ અપરાધ. ૩૨
સંત સંઘાતે જે કરે, પીડા દ્વેષ અપાર;
તે મુજને પહોંચે સહી, સંદેહ નહિ લગાર. ૩૩
નખ ઉતારે જીવતો, અંતર પીડા થાય;
આગળ થકો ઉતારતાં, દુખ નાવે મનમાંય. ૩૪
સંત અમારો જીવતો, નખ જાણો નિર્ધાર;
બાકી નખ આગળ તણો, આ સઘળો સંસાર. ૩૫
માટે તમ પાછા ફરો, કરીશ તમારૂં કામ;
અચિર કાળમાં આજથી, ફેડીશ એનો ઠામ. ૩૬

## ચોપાઈ.

એવાં વચન બોલ્યા અવિનાશ, સુરનરને આવ્યો વિશ્વાસ;
બહુ વચને સ્તવિયા જગદીશ, દેવ સકળ ત્યાં નામે શીશ. ૧
પાછા વળિયા કરી પ્રણામ, પ્રભુ અમારૂં કરજો કામ;
હિરણ્યકશિપુ કરે બળ બહુ, તેને નરપતિ મળિયા સહુ. ૨
વશ કીધા પન્નગ ને નાગ, દેવ સકળના લીધા ભાગ;
પરજા પાળે પોતાતણી, ક્ષમા દયા મન આણે ઘણી. ૩
કેનું કાંઈ એ લેશ ન હરે, પુત્રતણી પેરે રક્ષા કરે;
સ્વામીતણે સ્વભાવે જેહ, પ્રજા સઘળી વર્તે તેહ. ૪
બારે માસ વનસ્પતિ ફળે, નાના ભોગ નગરમાં મળે;
દૂધ ઘૃત અને મહા દધિ, મધ ઇક્ષુ રસનાની નદી. ૫
ભક્ષ્ય ભોજ્ય પ્રજા મહા સુખી, નગર મધ્ય નહિ કોઈ દુઃખી;
હરિમારગ કો અનુસરે, પ્રાણદંડે તે નિશ્ચય મરે. ૬
ત્રાસ ઘણો ને બીક અપાર, વેદ વિદ્યાનો નહિ ઉચ્ચાર;
આવસથ્ય અગ્નિહોત્ર નહીં, દેવ કાર્ય ન થાયે કહીં. ૭
હિરણ્યકશિપુ દીતિનો તંન, મહા મોટો પાપી રાજંન;
અવળી બુદ્ધિ ને દુર્મતિ, શુદ્ધિ જેને પોતાની નથી. ૮
દમિયા દેવ સકળ સહુ સાથ, ધર્મ વિષે માંડ્યો ઉત્પાત;
હિરણ્યકશિપુ હૈયાનો દુષ્ટ, ધર્મ લોપ કરે પાપીષ્ટ. ૯
લોપ્યા સકળ યગન ને યાગ, દમિયા દેવ ઋષિ ને નાગ;
યજ્ઞ યાગ સહુ મારો કરો, હું પરમેશ્વર સાચો ખરો. ૧૦
જે કોઇ લેશે હરિનું નામ, તેહતણો હું ફેડીશ ઠામ;
શત્રુની કરશે જે વાત, જીહ્વા ખેંચું તેની હાથ. ૧૧
જે કોઈ ભણશે વિદ્યા વેદ, તેહતણો કરૂં શિરચ્છેદ;
માન ધરી બેઠો મહા વીર, હું સાચો પરમેશ્વર ધીર. ૧૨
સ્વર્ગ મૃત્યુ અને પાતાળ, ત્રણ લોકતણો ભૂપાળ;
ત્રણ લોકતણો મહારાજ, લોપે નહિ કો તેની લાજ. ૧૩
દર્પે સર્પ થઇ ફૂંફવે, નજર નીચે ન આવે કયમે;
માન ધરે મન મચ્છર ઘણે, ગણનામાં કોને નવ ગણે. ૧૪

દશ દિગ્પાળ મનાવ્યા માણુ, ત્રણુ લોક વર્તાવી આણુ;
બેઠો રાજ ઉપર મહીપાળ, જાણે કાળતણો મહા કાળ. ૧૫
સૂત પ્રહ્લાદ વડો કહેવાય, ઘણો પ્રેમ ધાલ્યો મનમાંય;
દેખીને મન સાથે ઠર્યો, આંખડિયે તે અમિયે ભર્યો. ૧૬
આજે મુજ સમો કોઇ નથી, શત્રુ સાલ મનમાં નહિ રતી;
બ્રહ્માના વરનો વિશ્વાસ, કર જોડીને કહે ભાણદાસ. ૧૭

---

## કડવું ૮ મું—દોહરા.

ચાર પુત્ર રાજા તણુા, તેમાં વડો પ્રહ્લાદ;
જન્મ શીલ સુંદર ઘણો, રાજા મન આહ્લાદ. ૧
શીતળ લોચન તેહનાં, પ્રફુલ વદન અતિ સાર;
જાણે ચન્દ્રામૃત ઝરે, તેજતણો નહિ પાર. ૨
શી કહું શોભા સાધુની, સુંદર ઝળકે કાન્ત;
આણી કીધી એકઠી, ચૌદ લોકની શાન્ત. ૩
સૌને તો તેની ગમે, વાણી અતિ રસાળ;
હ્દદે કમળ ઝળકી રહ્યું, સૌને વલ્લભ બાળ. ૪
હિરણ્યકશિપુ ખુશી થયો, ઉલટ અંગ નવ માય;
પુત્ર પરમ સુંદર ભલો, અમર થયો જગમાંય. ૫
વર પામ્યો બ્રહ્માતણો, નિર્ભય થયો નરેશ;
કોની ગણુના નવ ગણે, બીક નહીં લવલેશ. ૬
માન ઘણું મનમાં ધરે, ભય નાણે ભૂપાળ;
લોક ત્રણ સેવા કરે, સ્વર્ગ મૃત્યુ પાતાળ. ૭
રાજા બેઠા રંગમાં, મોહ ઘણો મનમાંય;
સેવક સહુ આગળ રહ્યા, કરે ચમર ને વાય. ૮
સુર નર સેવક થઇ રહ્યા, અસુરતણે આધીન;
રાત દિવસ સેવા કરે, દુખ પામે બહુ દીન. ૯
કો જોતરિયા પાલખી, કો પર મૂક્યા ભાર;
કારજ સોંપ્યાં કષ્ટનાં, કરુણા નથી લગાર. ૧૦
વશવરતી સહુ થઈ રહ્યાં, કર્યા કબજ સહુ કોય;
કર જોડી ઉભા રહ્યા, દૂરથકા સહુ જોય. ૧૧

શૂર સુભટ સહુ આવિયા, સભા મળી સહુ કોય;
બેઠા રંગે રાયજી, ઇન્દ્રસભા સમ હોય. ૧૨

## ચોપાઈ.

સભા એક સમે બહુ મળી, બેઠા રાય હ્રદેમાં રળી;
ભણી આવતો દીઠો તન્ન, હ્રદયાસું રીઝ્યો રાજન્ન. ૧
સાદ કરી બોલાવ્યો પાસ, અંતરમાંહ ઘણો ઉલ્લાસ;
ઉછંગે બેસાડ્યો રાય, ચુંબન કીધું મુખપર ત્યાંય. ૨
પ્રેમ ધરીને ચાંપ્યો હ્રદે, રાજા વળતો વાણી વદે;
વિસ્તારીને કહોની વાત, શું વારૂ ભણિ આવ્યા તાત. ૩
ઉત્તમ વિદ્યા જે અનુભવી, શંડામર્કે* જે શીખવી;
વળતું વચન કહે પ્રહ્લાદ, હું ભણિયો ગોવિન્દ ગુણવાદ. ૪
નવધા ભક્તિ ભણ્યો એકલી, સઘળા ભણતરમાં એ ભલી;
કથાશ્રવણ હરિકીર્તન જેહ, સાચું ભણવું કહિયે તેહ. ૫
ચરણકમળ સેવો શ્રીહરિ, ઉત્તમ વિદ્યા તે તો ખરી;
સાચી વિદ્યા તે આવડી, હરિના ચરણ ન મૂકું ઘડી. ૬
શીતળપદ અતિ કોમળ સાર, પદપલ્લવ સેવો નિર્ધાર;
બ્રહ્મા શંકર સેવે જેહ, શુક સનકાદિક સમજે તેહ. ૭
તેનાં ચરણ ગ્રહે જે તાત, અન્ય ગમે નહિ તેને વાત;
એક મને ભજિયે ભગવાન, મિથ્યા મોહ તજીએ અભિમાન. ૮
દાવાનલ મૂકી સંસાર, ચાલો વસિયે વન મોઝાર;
સાધન કીજે જઈ એકાન્ત, તો પામીજે સુખ ને શાન્ત. ૯
લોકતણો તજિયે સૌ સંગ, રામસંગાતે લાગે રંગ;
હ્રદેકમળમાં શ્યામળ વર્ણ, ભય છૂટે જ્યાં કારણ મર્મ. ૧૦
ભવસાગરનો ફેરો ટળે, જીવ બ્રહ્મવિષે જઈ ભળે;
પિતા તમે પૂછ્યું'તું જેહ, મારે મન તો ઉત્તમ એહ. ૧૧
વચન સુણીને કોપ્યો કાળ, ઉછંગથી ઉછાળ્યો બાળ;
હેઠો લઈ તરછોડ્યો તન્ન, રીષે ઘોર થયો રાજન્ન. ૧૨
સાચો શત્રુ મારો જેહ, તેસું તારે ન કરવો સ્નેહ;
વીર વિદાર્યો મારો સહી, તેની મોટમ તેં તો કહી. ૧૩

---

* શંડ અને અમર્ક નામના શુક્રાચાર્યના પુત્ર.

તેહતણો નર કહાવે જેહ, સાચો શત્રુ મારો તેહ;
પુત્ર નહીં એ શત્રુ ખરો, દુ:ખ દઈ પીડો આકરો. ૧૪
શંડામર્ક ગુરુના તન્ન, વેગે કરી તેડ્યા રાજન્ન;
શું વિપરીત ભણાવ્યું તમે, જેથી દુ:ખી થયા છું અમે. ૧૫
એ કારજ તમને નવ ઘટે, શીખામણ દીધી શામટે;
એ કારજ વંઠયું આપણું, તમને તો શું કહિયે ઘણું. ૧૬
અગનાની તમો વાડવ થયા! ભેદ ભાવ જે એને કહ્યા;
ગુરુ માટે હું નહીં ગુજરૂં, પુત્ર સહિત સહુનો વધ કરૂં. ૧૭
મારા નગર વિષે બહુ સાથ, પણ કો ન કરે શત્રુની વાત;
મારો મનમાંહી બહુ ત્રાસ, હિરણ્યકશિપુજ કરશે નાશ. ૧૮
કરડી દૃષ્ટિ કરી રાજન્ન, ભય પામ્યા બ્રાહ્મણના તન્ન;
અંતરમાં વીમાસણ પડી, રાજાને તો રીષજ ચઢી. ૧૯
શંડામર્ક ત્યાં ઝાંખા થયા, દીન થઈ રાય આગળ રહ્યા;
અમો વાત ન જાણું રાય, એ કયાંથી પામ્યો વિદ્યાય. ૨૦
તમારા ચરણકમળની આણ, અમો એવા નર નથી અજાણ;
સત્ય વચન માનો મહારાજ, અમો ન કીજે એવું કાજ. ૨૧
રાજાપ્રત્યે વાણી કહી, ઘેર ગયા ગુરુના તન સહી;
રાજા કહે એનો વધ કરો, હસ્તી આગળ નાખો પરો. ૨૨
શત્રુનું પાસુંજ અનુસરે, અંતે અંત એ મારો કરે;
સેવક તેડાવ્યા રાજન્ન, તેને લઇને સોંપ્યો તન્ન. ૨૩
જાઓ તમો હાથેસું હણો, રખે લાજ અમારી ગણો;
એ પાપી રખ્ખે મૂકતા, મારી આણ જોજો ચૂકતા. ૨૪
પીડા પ્રભવો કષ્ટે કરી, પ્રાણ તમો ત્યાં લેજો હરી;
વચન સુણી લઈ ચાલ્યા સહી, હસ્તી આગળ નાખ્યો જઈ. ૨૫
હસ્તી દૂર રહ્યો વેગળો, દીઠો નારાયણ નિર્મળો;
દર્શણ ગજ પામ્યો જેટલે, નિર્મળ બુદ્ધિ થઈ તેટલે. ૨૬
હસ્તીની કુબુદ્ધિ ગઈ, સુરભી સરખો કીધો સહી;
સુંઢ વડે કીધો પરણામ, નવ લીધું પ્રહ્લાદનું નામ. ૨૭
મોટા વિષધર મહા વિક્રાળ, તે આગળ લઈ નાખ્યો બાળ;
નાખે ગરલ કરે ફુત્કાર, ક્રોધ ભર્યા વિષના અંબાર. ૨૮

અહિ શ્વાસ મૂકે જો એવ, બાળી ભસ્મ કરે તતખેવ;
સાધુ પુરુષનું દર્શન કરચું, વિષધરના મુખથી વિષ ગયું. ૨૯
વિષ ફીટીને અમરત થયું, વિષધરને ડસવું વીસરચું;
કાષ્ઠતણો કીધો ભંડાર, અગ્નિતણો કીધો અંબાર. ૩૦
પરગટ કીધી મોટી ઝાળ, વચમાં લેઈ નાખ્યો બાળ;
શીતળ અગ્નિ થયો તત્કાળ, ત્યાંથી રાખ્યો શ્રીગોપાળ. ૩૧
પથ્થરસું બાંધ્યો આકરો, અગાધ જળમાં નાખ્યો પરો;
તુંબીફળની પેરે તર્યો, જળમાંથી બાહેર નિસર્યો. ૩૨
મહા તીક્ષ્ણ મોટા કોઠાર, જ્યમ છેદે છે કાષ્ઠ સુતાર;
અંગથકી પાછા ઉપડે, વિષ્ણુભક્તને રેખ ન અડે. ૩૩
બૂઠી ધાર થઈ તેતણી, રાખણહારો ત્રિભુવન ધણી;
મોટા ગિરિમાંથા ઉફરા, ત્યાંથી ઢોળી નાખ્યો ધરા. ૩૪
હળવે હળવે ગબડી પડે, અંગે કંટક પહાણ ન અડે;
મોટું વિઘ્ન સહજમાં મટચું, પુષ્પ મધ્ય પાસું પાલટચું. ૩૫
કાળકૂટ કચોળે ભરચું, બાળકના મુખમાંહે ધરચું;
ઝેર હળાહળ મુખમાં ગયું, વિષ ફીટીને અમરત થયું. ૩૬
ગદા ખડ્ગના પડિયા પ્રહાર, વળી મુદ્‌ગરના માર્યા માર;
નવ ભેદાય વજ્રમય અંગ, રાખી લે સ્વામી શ્રીરંગ. ૩૭
વૃક્ષતણી ટોચે રાખિયો, ત્યાંથી લઈ હેઠો નાખિયો;
પુષ્પતણી શય્યા પાથરી, તેમાં સૂતો સહજે કરી. ૩૮
મન જેનું શ્રીહરિને વિષે, તેને મારનાર કો દિષે;
જેને રાખે દીનદયાળ, તેને શું કરી શકે કાળ. ૩૯
જો જગ આખ્ખું વેરી હોય, નામ શકે લઈ નહિ કોય;
જેને રાખે વૈકુંઠરાય, તે ગાંજ્યો કોનો નવ જાય. ૪૦
પાછો આણ્યો રાજા પાસ, એનો કયમ નવ થાયે નાશ;
મહારાજા અમો કેમ કરૂં, કો સહાય છે એને ખરૂં. ૪૧
અમો ઘણાએ કર્યા ઉપાય, એ કહેનો છેદ્યો નવ જાય;
ઘણી પેર કીધી બહુ ઘાત, પણ રાખે ભાણદાસનો નાથ. ૪૨

## કડવું ૯ મું—દોહરા.

રાજા વિસ્મય થઈ રહ્યો, કાંઇક કારણ એહ;
કહો એ પ્રીછ્યું કયમ પડે, વાત વિચારો તેહ. ૧
કેઈ પેર એ ઊગર્યો, સર્વ વિઘ્નથી બાળ;
અંતરમાં ઝાંખો થયો, ભય પામ્યો ભૂપાળ. ૨
કાંઈ કામ એણે કર્યું, રાખેછે જગદીશ;
એ તો કાંઈ સારું નહિ, રાય હલાવે શીશ. ૩
એ તો પેઠો ખરખરો, આજ થકી મનમાંય;
યદ્યપિ વર બ્રહ્માતણો, તોય વિમાસણ થાય. ૪
મારો વૈરી જે ખરો, તેણે કીધી સાર;
તે તો મુજને મારશે, સંદેહ નહિ લગાર. ૫
આપણ તો શું કીજિયે, જેમ હશે હોનાર;
થાનારૂં તો ત્યમ થશે, દૈવતણો વહેવાર. ૬
અધ્યારુ તેડાવિયા, વેગ કરીને રાય;
આવી તે ઊભા રહ્યા, રાજા લાગ્યો પાય. ૭
બાળકને શું કીજિયે, તેડી જાઓ દેવ;
રાજનીતિ શીખાડજો, જતન કરીને એવ. ૮
રાજા કહે પ્રહ્લાદનું, સાંભળજે તું તન્ન;
જેમ તેમ તું લવ નહિ, અજ્ઞાની આસંન. ૯
આ અવસર મેં ગૂજર્યો, બાળક જાણી તાત;
હવે ન મૂકું જીવતો, સત્ય માનજે વાત. ૧૦
એ તો મેં તારો ખમ્યો, પરથમનો અપરાધ;
શત્રૂને સંભારવો, મૂકી દ્યો પ્રહ્લાદ. ૧૧

### ચોપાઈ.

એ તો મેં ખમિયો અપરાધ, હવે નિશાળે જા પ્રહ્લાદ;
શંડામર્કને કહી પેર, રાજનીતિ શીખાવો ઘેર. ૧
પાંચ વરસનો એ છે બાળ, જયમ ત્યમ લવે આળપંપાળ;
જુઓ કોઈ શત્રુ આવતો, છાંનો રહી ભણાવી જતો. ૨
હિરણ્યકશિપુ ઇમ કહી રહ્યા, તેડી ગુરુ નિશાળે ગયા;
અધ્યારૂ કહેછે પ્રહ્લાદ, બાપ રખે કરતો વિખવાદ. ૩

બાલક પ્રત્યે કહેછે બંભ, વિદ્યાનો માંડો આરંભ;
રાજા આગળ જે ઉચર્યો, મુજ પ્રત્યે ઓલંભો કર્યો. ૪
શીખામણ દીધી બહુ આપ, હવે એમ ન કરીએ બાપ;
ભણવા લાગ્યો હરિનું નામ, અંતરમાં જાપે શ્રીરામ. ૫
એક વાર ગુરુ બહાર ગયા, દિવસ કેટલા થોભી રહ્યા;
શૂની દેખીને નિશાળ, લઈ બેઠો એ સઘળાં બાળ. ૬
આ અવસર કેમે નવ થાય, બાળક સાંભળજો મહિમાય;
તમને હું દેખાડું ભણી, હરિની મોટપ છે અતિ ઘણી. ૭
કોટિ બ્રહ્માંડો હરિમાંય, અંતર્યામી તે કહેવાય;
તેને ઓળખિયે જે કરી, તે વિદ્યાને ગણિયે ખરી. ૮
સાંભળજો કહું સાચી વાણ, એ ભણવાથી આગળ હાણ;
તમે મુજને કહોની વાત, એ શીખે શું આવે હાથ. ૯
વળતા બાળક બોલ્યા એહ, અમે ભણુંછું વિદ્યા તેહ;
લેખું ચોખ્ખું પ્રીછવું પડે, ભાવ ભેદ સઘળા આવડે. ૧૦
બાવન અક્ષર જો લહેવાય, વેદ પુરાણ શાસ્ત્ર કહેવાય;
ભણે પ્રહ્લાદ તમને કહું, સાચી વાત યથારથ લહું. ૧૧
બાળપણે સેવો ભગવાન, યૌવને ન વાધે અભિમાન;
આગળથી સેવો દેવેશ, વિષય ન બાધે યૌવન વેશ. ૧૨
ગૃહ દારા ધન મમતા ઘણી, કરે કલ્પના શોભાતણી;
સ્વજન કુટુંબ કરે બહુ આશ, નિર્ધન કાંઈ મળે નહિ પાસ. ૧૩
અવસર આવે ઘણું તણાય, આખા જગનો રણિયો થાય;
ખર્ચ્યા વગર નહીં રહેવાય, માગે ત્યારે મહા દુઃખ થાય. ૧૪
રાત દિવસ ઊછેટે તન્ન, વેળાએ ન મળે ભોજન્ન;
દેશ વિદેશે જઇને રળે, લાભ ન પામે મનમાં બળે. ૧૫
એક ઘડી નવ પામે શાન્તિ, રૂપ તેજ ન દેહની કાન્તિ;
સદાકાળ હુહાતો ફરે, છળ ભેદ કપટ આદરે. ૧૬
દંન કળો ઘરમાં નવ સમે, વચન ન બોલ્યું એકે ગમે;
ચિન્તાતુર ગ્રહે વ્યાપાર, મસ્તક લે કુટુંબનો ભાર. ૧૭
અનેક ઠામે મનડું જાય, તાપે તપી રહે મનમાંય;
મર્કટની પેરે મન ફરે, વાણી વિકળ વચન ઓચરે. ૧૮

જ્યારે યૌવન છાંડી જશે, પાછળથકી જરા આવશે;
કાળતણી કન્યા કહેવાય, સકળ રોગ સંઘાતે થાય. ૧૯
રૂપ કાન્તિ સૌ લેશે હરી, પછે સકળ ગતિ જશે વિસરી;
કર કંપે ને બેરા કર્ણ, ગતિ ભાંગી ચાલે નહિ ચર્ણ. ૨૦
નેત્ર ગળે મુખમાંહે લાળ, દેખે નહીં શિર ઉપર કાળ;
જન્મ જરા મૃત્યુ મહા રોગ, ઇઠોતેર સો વ્યાધિ વિયોગ. ૨૧
ઉગતો ને આથમતો સૂર, કાપે આયુ ન જાણે ભૂર;
હરિની ભક્તિ ભજન નવ કરે, કર્મતણે વશ ફેરા ફરે. ૨૨
સ્વર્ગ મૃત્યુ ભમે પાતાળ, જાણે રેંટતણી ઘટમાળ;
લખ ચોર્યાસી ચારે ખાણ, ફરી ફરી અવતરવું જાણ. ૨૩
ઉદર મધ્ય રહેવું દશ માસ, મળ મૂતર સંકીરણ વાસ;
જઠર મધ્યે અગ્નિનો તાપ, કરડે કરમ ઘણો સંતાપ. ૨૪
નરક યાતના મહા દુખ થાય, ત્રાહિ ત્રાહિ ખમ્યું નવ જાય;
દેખીને ઊકાંટો ચઢે, નાના યોનિ વિષે રડવડે. ૨૫
ચિન્તા અગ્નિ સંતાપે ઘણી, કાય દગ્ધ થાય આપણી;
ચિન્તા શબને દગ્ધજ કરે, બળતાં સુખ દુખ નવ સાંભરે. ૨૬
ચિન્તા અગ્નિ દહે જીવતાં, કહો કયમ ખમીએ દેહ છતાં;
ચિન્તા આકુળવ્યાકુળ કરે, રાત્રીદિવસ તણાતો મરે. ૨૭
શોક મોહ તણું દુ:ખ ઘણું, અંતે કોઈ નથી આપણું;
વૃદ્ધપણે કો નહિ આદરે, શ્વાનતણી પેરે સહુ કરે. ૨૮
ભૂખ તરસની નહિ સંભાળ, જાણે ઘર મધ્યે ગૃહપાળ;
પુત્ર બન્ધુ જાણે મનમાંય, હવે મરે તો સારૂં થાય. ૨૯
વાધી લવ ને બહુ કચ કરે, ઉઠ ઘરઢા તું જાને પરે;
ઘરમાં કોઈ ન પૂછે વાત, વૃદ્ધ વૃષભની કાઢી નાથ. ૩૦
તો એ જાણે હું ઘરધણી, પુત્ર વધુ પરજા આપણી;
મમતા મોહ ન કેમે ટળે, ચો ખૂણે ઘરમાં આફળે. ૩૧
પુત્ર વધૂ પત્ની પરિવાર, આદરથી નાપે આહાર;
સહુ જમતાં જે શેષ ઉગરે, તે અન્ન મોં આગળે ધરે. ૩૨
ભાંડ તળેનાં જે ઉખરાડ, શેષ રહ્યું તે બહારે કાઢ;
હોય દગ્ધ ને વાસી અન્ન, તે તો પીરસશે ભોજન્ન. ૩૩

જો ગાંઠે ધન હોયે ઘણું, સહુ કોઈ થાએ આપણું;
વિત્તને અર્થે સેવા કરે, અન્ન વસ્ત્ર જળ આગળ ધરે. ૩૪
સ્વાર્થભૂત મળ્યું સહુ કોય, વૃથા મોહ માયાનો હોય;
કોણ માત ને કોણજ તાત, કોણ સ્વજન કુટુંબી ભ્રાત. ૩૫
કોણ પુત્ર કલત્ર ને વહુ, આપસ્વાર્થે મળિયું સહુ;
એ સકળ વરૂ વીંટી રહ્યાં, ખાઈ ખચરડી ઊઠી ગયાં. ૩૬
સ્વપ્ન સરીખો છે સંસાર, મૂળથકી મિથ્યા નિર્ધાર;
ભક્તિ કરો તમ ભાવે કરી, સ્વપ્નમાંહેથી જાગો ફરી. ૩૭
નારદ ગુરુએ કહ્યું'તું જેહ, હું તમપ્રત્યે બોલ્યો તેહ;
ઉત્તમ વાણી શ્રીગુરુતણી, તે તો મેં તમપ્રત્યે ભણી. ૩૮
હવે તજો આળસ પ્રમાદ, બાળકને કહેછે પ્રહ્લાદ;
દ્દઢેકમળ રાખો વિશ્વાસ, કર જોડીને કે' ભાણદાસ. ૩૯

---

## કડવું ૧૦ મું—દોહરા.

બાળકપ્રત્યે બોલિયા, હસી વચન હરિદાસ;
ક્ષણભંગુર છે દેહડી, જીવિતની શી આશ. ૧
જેવો કૂંપો કાંચનો, ઠબકે ફૂટી જાય;
તેવો મિથ્યા દેહ છે, ક્ષણમાં ખોટો થાય. ૨
જળપરપોટો વીજળી, પાણીમાંહે તરંગ;
એ દેહ તેમ સાચો નથી, જેવો રંગ પતંગ. ૩
કાષ્ઠ લોષ્ટ ને મૃત્તિકા, જડ ને બેરી જાણ;
લૂલી ને વળિ પાંગળી, એ શબ વત પ્રમાણ. ૪
મિથ્યા દેહ અનાતમા, નહીં એકે નિર્ધાર;
કાગળ કેરી પૂતળી, ગળતાં કેવી વાર. ૫
ક્યાં શરીર ક્યાં આતમા, અંતરનો નહિ પાર;
અજર અમર સત્યાતમા, અને વળી અવિકાર. ૬
આગે બાળ્યો નવ બળે, અસ્ત્રે નવ છેદાય;
વાયુવડે સૂકે નહિ, નીરે નવ ભેદાય. ૭
આદ્ય અંત ને મધ્ય નહિ, અકળ સ્વરૂપ અભેદ;
જરા જન્મ તેને નથી, પાર ન પામે વેદ. ૮

નિર્મળ નિશ્ચળ તે સદા, પૂરણ પુરુષ પ્રમાણ;
વિશ્વતણો તે આતમા, વ્યાપક છે નિર્વાણ. ૯
ઇન્દ્રિયથી તે વેગળો, પ્રકૃતિ પેલે પાર;
મન વાણી પહોંચે નહિ, ગુણનો નહિ સંચાર. ૧૦
સર્વ માંહ ને વેગળો, લેપ કરે નહિ કર્મ;
ભોગી છતે અભોગતા, તે છે પૂરણ બ્રહ્મ. ૧૧
આપે આપ અનંત છે, દ્વંદ્વ મળે નહિ એક;
નીરંજન અંજન નથી, રૂપ ધરે નહિ રેષ. ૧૨
શ્વેત પીત તો ત્યાં નથી, શબ્દ નથી આકાર;
સ્થાન માન મુદ્રા નથી, અકળ જ્યોતિ અપાર. ૧૩
પુરુષોત્તમ પરમાતમા, વાસુદેવ ભગવાન;
ભક્તિભાવે ઉપાસિયે, પાવન પરમ નિધાન. ૧૪
સદ્‌ગુરુની સેવા કરો, લળી લળી લાગો પાય;
ભેદ ભાવાર્થ પૂછતાં, સર્વે સંદે જાય. ૧૫
સદ્‌ગુરુની કિરપા વિના, રૂપ ન આવે હાથ;
વશે અગોચર જ્યાં તિહાં, નથી દિવસ ને રાત. ૧૬
ગુરુ ગમથી તે જાણીએ, ગુરુ વણ નવ લહેવાય;
વસ્તુ અગોચર પામિયે, અનુભવતાં સુખ થાય. ૧૭
સકળ વચન નારદતણાં, સાંભળિયાં'તાં જેહ;
એક મને આદર કરી, શીખી લીધાં તેહ. ૧૮
શ્રીગુરુએ મુજને કહ્યું, સાંભળીએ એકાન્ત;
તે તો મેં તમને કહ્યું, જુઓ આણી શાન્ત. ૧૯
તમો કદાચિત્ પૂછશો, તું પાંચ વરસનો બાળ;
નારદજી ગુરુ કેમ મળ્યા, તેં કયમ કાઢી ભાળ. ૨૦

## ચોપાઈ.

તમો કદાચિત્ પૂછો એવ, તે કયમ મળિયા નારદ દેવ;
પાંચ વરસનો તું કુમાર, લઘુ વયમાં તારો વિસ્તાર. ૧
નારદજી ગુરુ કેમ થયા, ઉપદેશ તુજને કયમ કહ્યા;
તે તમને કહું વૃત્તાંત, નારદ ગુરુ મળિયા જે મહાન્ત. ૨

એક સમે ઇન્દ્રાદિક દેવ, પક્ષી થઈ નાઠા તતખેવ;
દૈત્ય દુષ્ટ મહા બળિયા થયા, સુર નર બારે વાટે ગયા. ૩
કો કાળે પાછા આવિયા, પ્રભુ પ્રતાપે સુખિયા થયા;
પ્રભુતણી પ્રારથના કરી, સ્વર્ગ વિષે તે આવ્યા ફરી. ૪
દૈત્યતણી પડતી થઈ દશા, જે જહાં તે તહાં જઇને વશ્યા;
તપ કરવાને ચાલ્યા તાત, છોછે સાથે રહી મુજ માત. ૫
ત્યારે હું જઠરામાં હતો, શુભ અશુભ સર્વે જાણતો;
ઇન્દ્રે અવસર જાણી કરી, મુજ માતાને ચાલ્યો હરી. ૬
કબજ કરીને સુરપતિ વળ્યા, મારગમાં નારદજી મળ્યા;
પૂછે ઋષિજી પ્રેમે કરી, કહો સુરપતિ કોની સુંદરી. ૭
મુજને એ સમજાવો મર્મ, લઈ ચાલ્યા તે ક્યાંનો ધર્મ;
એ કારજ તમને નવ ઘટે, એને લઈ ચાલ્યા શામટે. ૮
એ માનુભાવતું નોહે કામ, જે પર દારાનું લીજે નામ;
એ અબળાનો શો આશરો, સ્ત્રીજન સાથે બળ કાં કરો. ૯
અબળાનું બળ શું એકલી, લુબ્ધક હાથે ચઢી મૃગલી;
સુરપતિ કરેછ ત્યારે વિનતિ, એ છે હિરણ્યકશિપુની સતી. ૧૦
એના ઉદરમાં ગર્ભ અપાર, તેને પ્રસવે જેણી વાર;
તેહતણું તો છેદન કરી, એને મૂકીશું પરહરી. ૧૧
સત્ય વચન કહુંછું ઋષિરાજ, બીજુ નથી કંઈ મારે કાજ;
સાંભળજો સ્વામી વિનતી, કપટભાવ મારે મન નથી. ૧૨
નારદ કહે સાંભળ સુરપતિ, એ વિષ્ણુભક્ત શિરોમણિ સતી;
પરમ સાધ્વી એ છે નાર, એનો કાંઈ નથી અપરાધ. ૧૩
એના ઉદરમાં છે હરિદાસ, પૂરો ભક્ત હરી વિશ્વાસ;
ભક્તરાજ શિરોમણિ હશે, દુષ્ટ દૈત્યતણો ક્ષય થશે. ૧૪
એ માટે હરિ ધરશે રૂપ, હિરણ્યકશિપુને હણશે ભૂપ;
તેમાટે સુણો મારી વાત, એ અબળા આપો મુજ હાથ. ૧૫
લઈ જાઈશ મારે આશ્રમ, ત્યાં હું રાખીશ એનો ધર્મ;
કહેતાં ખેવ ત્યાં સુરપતિ રાય, સાધુ ગર્ભને લાગ્યો પાય. ૧૬
હૈયામાંહે હર્ષ અતિ ઘણું, કારણ પ્રીછ્યું ગર્ભજ તણું;
નારદને સોંપી સાધવી, એ તો વાત અપૂરવ નવી. ૧૭

શક્ર કહે સુણો કયાધૂ માત, તું ખમજે મારો અપરાધ;
સુરપતિ એવી વાણી કહી, ઠામ આપણે પોતા સહી. ૧૮
નારદ ઋષિ ચાલ્યા સ્વસ્થાન, માતાને દીધું બહુ માન;
દેવ ઋષિ આદર બહુ કરે, નિત્યે બ્રહ્મવિદ્યા ઉચ્ચરે. ૧૯
માતાજીને મેશે કરી, મુજપ્રત્યે વાણી ઉચ્ચરી;
પાવન વાણી નિર્મળ જ્ઞાન, પ્રેમ ધરી મેં ધરિયું કાન. ૨૦
ત્યાંથી મેં સાંભળિયું સહી, તે તમપ્રત્યે વાણી કહી;
મહા ઋષિના મુખની વાત, તે મેં તમને કહી સાક્ષાત. ૨૧
એ નારદ ગુરુનો પ્રસ્તાવ, મૂળ વૃત્તાંત જણાવ્યો ભાવ;
બાળક સઘળા વિસ્મય થયા, વાધ્યો પ્રેમ ઘણું હરખિયા. ૨૨
ધન ધન જન્મ અમારો આજ, સંત સંગ મળ્યો મહારાજ;
પરમ ભક્ત મોટો પ્રહ્લાદ, અમને આપ્યો મહાપ્રસાદ. ૨૩
અસુર ભાવ અમારા ગયા, હરિમાર્ગ અમે લેતા થયા;
પ્રહ્લાદજને પ્રણમે ફરી, નાનાભાતની બહુ સ્તુતિ કરી. ૨૪
વળી વચન કહેછે પ્રહ્લાદ, ઉત્તમ જ્ઞાન તણો સંવાદ;
ભક્તિ કરો મળશે ભગવાન, માયા મોહ ટળશે અજ્ઞાન. ૨૫
ભજન કરંતાં નષ્ટે કરમ, સદ્ગુરુ વચને ભાંજે ભરમ;
સંદેહ સંશય સઘળો ટળે, ઘટમાંથી પરમેશ્વર મળે. ૨૬
બાહ્યાભ્યંતર દર્શન થાય, ભરી કુંભ મૂકે જળમાંય;
બાહ્યાભ્યંતર સઘળે તોય, હરિવણ ઠામ ન ઠાલો કોય. ૨૭
વાસુદેવ વ્યાપક નિહાળિયે, એ ભણવું આગળ આણિયે;
આત્મા એક અખંડ અપાર, ઘટ ઘટમાં કીધો સંચાર. ૨૮
અજર અમર અકળ અવિનાશ, શુદ્ધ નિરંજન સઘળે વાસ;
જે દીસે તે હરિની કળા, આપે આપ સદા નિર્મળા. ૨૯
સર્વમાંહે ને અળગા સહી, સદ્ગુરુએ એવી વાણી કહી;
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, પંચવિષે તે ન કરે બંધ. ૩૦
રંગ રૂપ નથી આકાર, બંધન નાવે એક લગાર;
વાસુદેવ અને પરબ્રહ્મ, લાગે વળગે નહિ કો મર્મ. ૩૧
લીજે લાહો ભજી ભગવાન, અમૃત પિયો કચોળે કાન;
બાળક પ્રત્યે કહે પ્રહ્લાદ, એ રસ પાને થાઓ સાધ. ૩૨

નારદ ગુરુ તણો ઉપદેશ, બાલક માંહે કીધો પ્રવેશ;
સઘળા આપ સરિખા કર્યા, શાન્ત દાન્ત હ્દેમાં ઠર્યા. ૩૩
અવગુણ કોટી હતા તે ગયા, સાધુભક્ત નર સઘળા થયા;
પાછળની દશા સર્વ ફરી, અસુર ભાવના ધી વિસરી. ૩૪
દિન એકે આવ્યા નિશાળ, દીઠા સઘળા નાના બાળ;
વચમાંહે બેઠો પ્રહ્લાદ, કરતા હરિ ચરચા સંવાદ. ૩૫
અરે કુબુદ્ધિ કુડું કરયું, તુજ એક વંઠે શું નવ સરયું;
વણસાડી સઘળી નિશાળ, અધ્યારૂને ચઢિયો કાળ. ૩૬
પહેલું ભણતર વિસરી ગયું, ગુરુના મનમાં મહા દુઃખ થયું;
એણે સકળ વણસાડયા સહી, પગની ઝાળ તે મસ્તક ગઈ. ૩૭
અરે અંધ પાપી પ્રહ્લાદ, તેં મારણ માંડયો ઉન્માદ;
હા હા કરી હલાવે શીશ, રાતો થયો ચઢાવી રીષ. ૩૮
દાસ **ભાણ** કર જોડી કહે, હરિની મોટમ તે શું લહે;
સાધુતણા શું જાણે મરમ, ફોકટ મિથ્યા માંડયો શ્રમ. ૩૯

## કડવું ૧૧ મું—સોરઠો.

કોપે ચઢીઓ સાધ, અધ્યારૂ રીસાવિયો;
પાણ ગ્રહી પ્રહ્લાદ, રાજા આંગળ લાવિયો. ૧

**દોહરા.**

અધ્યારૂ એમ ઓચરે, સાંભળજે ભૂપાળ;
પ્રહ્લાદે અમો પરભવ્યા, વણસાડી નિશાળ. ૧
પાંચ દિવસ અળગો ગયો, મારે હૂતું કામ;
સહુ બાળકને શીખવ્યું, હરિ ચરચા હરિ નામ. ૨
આચારજ તો એહ થયો, હું નહિ ગણનામાંય;
હવે અમારી ગત કશી, જુઓ વિચારી રાય. ૩
અમો હવે કયમ જીવિશું, શો કરશું ઉપાય;
જેહ અમારી જીવિકા, એણે લોપી રાય. ૪
જેષ્ઠ પુત્ર રાજાતણો, કાંઈ ન ચાલે ઉપાય;
સાંમું જોઈ નવ શકું, સાંભળ શાણા રાય. ૫

મર્યાદા કેમ મૂકિયે, મોટા છો મહારાજ;
અમને મહા દુઃખ ઉપન્યું, કયમ લોપિયે રાજ. ૬
એણે મહા અન્યા કર્યો, તમ શત્રુસું હેત;
શત્રુ સાથે સ્નેહ ઘણો, સાંભળો તમે સંકેત. ૭
કથા કહે શત્રૂતણી, શત્રુ વલ્લભ સોય;
શત્રૂરૂપે થઈ રહ્યો, તમ શત્રુ એ હોય. ૮
સહુ બાળકને શીખવે, તમ શત્રુની વાત;
ભજન કરો ભાવે કરી, પૂરણ છે સાક્ષાત. ૯
શીખામણ શી દીજિયે, કહી કહી ઘાઠા દંત;
એ દુષ્ટ માને નહિ, કઠિન કઠોર અસંત. ૧૦
બોધ તમે દીધો હતો, નહિ એના મનમાંય;
પથ્થર પાણી સિંચિએ, ભીંતર નવ ભીંજાય. ૧૧
શીખામણ દીધી હતી, માની નહિ લગાર;'
મર્યાદા મૂકી રહ્યો, નિર્ગુણ એ નિર્ધાર. ૧૨
શીખામણ દીધી હતી, ન વળી એને સાન;
નિર્લજને લજ્જા નહિ, શું કહીએ રાજાન. ૧૩
એવાં વાએક સાંભળી, રાય ભરાણો રીષ;
વચને વિષ ચઢી ગયું, ક્ષણ ક્ષણ ધૂણે શીશ. ૧૪
મહા પાપી એ અવતર્યો, એ મોટો ચંડાળ;
કુળમાંહે લાંછન થયું, અંગારો એ કાળ. ૧૫
હવે એને નવ રાખવો, નિશ્ચય હણવો એહ;
વિષનું વૃક્ષ વિદારવું, તેમાં નહીં સંદેહ. ૧૬
ઉદય પામતાં છેદીએ, વેરી ને હણનાર;
તેનો વિલંબ ન કીજિયે, વાધે રોગ અપાર. ૧૭
એવું મન વિચારિયું, રાજાએ તે વાર;
શંડ અમર્ક જે જે કહે, સાચી વાત અપાર. ૧૮

## ચોપાઈ.

રહ્યો અધ્યારૂ રીસજ ભરી, રાજા આગળ વાતજ કરી;
ઘણું ઘણું શું કહીએ કથી, એને ભય રાજાનો નથી. ૧

સાચી વાત સાંભળ ભૂપાળ, ગણનામાં ગણશે નહિ બાળ;
વળતું વચન કહે રાજેન, ત્યાંજ કયમ હણિયો નહીં તંન. ૨
એને નહીં આણવો ઘટે, મુજ આગળ લાવ્યા શામટે;
રીષે રાયની ઉધરે કાય, દેખીને દાઝે મનમાંય. ૩
સાચો શત્રૂ મારો એહ, શત્રુ સાથે કરેછે સ્નેહ;
હિરણ્યકશિપુ બોલ્યો ક્રૂર, મારો ભય નાણે શું ભૂર. ૪
બાલક જાણી મેં ગુજર્યો, કુળમાં લાંછન તું અવતર્યો;
મારા કુળમાં તું અંગાર, હું કહુંછું તે તો નિર્ધાર. ૫
એવડો અન્યા તું કાં કરે, અરે પાપી અવળું આદરે;
મારી મર્યાદા નવ ગણી, ધર્મ લોપ કર્યો સાંભળી. ૬
વિકટ દૃષ્ટિ વદન વિકાળ, હૃદે કમળમાં ઉઠી ઝાળ;
ઉંચી ભમર હૃદેમાં રીષ, સામું જોઇને ધૂણે શીશ. ૭
હોઠ બેહુ દાંતસું ડશે, રીસે ધ્રુજે ને ઉધ્રશે;
તું વંઠ્યો વણસાડ્યા બાળ, ક્રોધ કરીને દીધી ગાળ. ૮
વળતો સાધુ કહે સુણ તાત, વિકળપણે શું બોલો વાત;
અંતર્યામી વ્યાપક રામ, ભયતણા રૂંધ્યા છે ઠામ. ૯
નિર્ભય થઇને હું તો રહ્યો, વ્યાપક રામ હૃદેમાં લહ્યો;
વિઘ્ન એકે ન આવે પાસ, હરિ સાથે જેને વિશ્વાસ. ૧૦
વિઘ્ન વેરી તેને શું કરે, સકળ જગત તો સાથે ફરે;
જેને માથે વૈકુંઠરાય, કોનો ગાંજ્યો તે નવ જાય. ૧૧
તેમાટે તમ સાંભળો તાત, ગોવિન્દને સેવો દિન રાત;
સત્ય કહુંછું સાચી વાણ, સેવો સદા સારંગપાણ. ૧૨
સેવે સકોમળ હરિના ચર્ણ, મનસા વાચા ગ્રહીને શર્ણ;
તેનું ભજન કરો નિર્ધાર, સફળ જન્મ થાએ અવતાર. ૧૩
બ્રહ્મા શંકર તેને ધાય, શેષનાગ ગુણ તેના ગાય;
નિગમ નિરંતર તેને સ્તવે, નારદ સાર તેનો અનુભવે. ૧૪
જો તમ હિત વાંછો આપણું, અવિગતને આરાધો ઘણું;
અધ ક્ષણ એક ન મૂકો નામ, જગતતણો તે છે વિશ્રામ. ૧૫
વિનય કરીને કહું વિનતી, હરિ સરખો બીજો કો નથી;
તેનું સુખ મેં કહ્યું ન જાય, તે માટે સેવો હરિ રાય. ૧૬

હરિના ગુણ જ્યાં હરિજન હશે, સકળ તીર્થ ત્યાં વાસો વશે;
યોગ યાગ અને બહુ દાન, પંચાગ્નિ ધૂમરતું પાન. ૧૭
શાસ્ત્ર પુરાણ ને ચારે વેદ, આસન વાળી જાણે ભેદ;
રહે એકાન્ત ગુફામાં ધ્યાન, તજે અન્ન કરે પયપાન. ૧૮
વેદ વિદ્યા સર્વ પાઠે ભણે, અગ્નિહોત્ર મંદિર આપણે;
વ્રત કર્મ અને આચાર, ધર્મ નિયમ ને તપ સમ સાર. ૧૯
હેમ ધરા ગજ રથ ગૌદાન, અડસઠ તીરથ કરે સનાન;
તુલા પુરુષ કરે ષટ્કર્મ, શ્રદ્ધા વ્રતનો જાણે ધર્મ. ૨૦
વેદ તણાં જે સઘળાં કર્મ, નાનાવિધના પાળે ધર્મ;
મિથ્યા ફોકટ કરવો શ્રમ, ભજન વિના તે સઘળો ભ્રમ. ૨૧
હરિની ભક્તિ વિના તે ફોક, મિથ્યા કુશકા કૂટે લોક;
વાસુદેવ પુરુષોત્તમ ઈશ, જપીએ રામ અને જગદીશ. ૨૨
સૂતાં બેઠાં કરતાં કામ, જપીએ અંતરમાં શ્રીરામ;
પડતાં આખડતાં અવિનાશ, છીંક હેડકી ખાતાં શ્વાસ. ૨૩
આળસ બગાસું નિદ્રા સમે, હસતાં રામ વિષે મન રમે;
જેણે તેણે ઉપાયે કરી, ક્ષણું એક મૂકો નહિ હરિ. ૨૪
અરે રસિકજન હોય જે કોય, કાન ધરી સાંભળજો સોય;
કેવળ રામતણી એ કથા, પ્રેમ ધરી સુણજો સર્વથા. ૨૫
આ અવસર નહિ ફરી આવશે, હિરણ્યકશિપુ મુને પૂછશે;
મારી વાણી લૂખી નથી, સાંભળ તાત કરૂં વિનતી. ૨૬
વિધિનિષેધ બોલ્યા છે જેહ, સઘળા એના કિંકર તેહ;
સકળ ધર્મ અને આચાર, ક્ષમા દયાદિક બહુ પ્રકાર. ૨૭
શીલ સંતોષ વળી જે હશે, બહુ વિધ આચારો પાળશે;
વિષ્ણુ નામ લેવાયે જ્યાં, ધર્મ આચાર ભણિજે ત્યાં. ૨૮
ધર્મ આચાર પછે જેટલા, હરિ નામતણા કિંકર તેટલા;
હરિનું નામ મુખથી મૂકિયે, જન્મતણું સુકૃત ચૂકિયે. ૨૯
અણ કીધે આવે સહુ પાપ, નરક યાતના બહુ સંતાપ;
તેમાટે નવ મૂકું મામ, સદા કાળ સંભારૂં રામ. ૩૦
નામ વિના નરકમાં પડે, નાના યોનિ વિષે રડવડે;
નામ વિના નોહે નિસ્તાર, મહા દુઃખમાં પામે અવતાર. ૩૧

લક્ષ ચોરાશી ફેરા ફરે, વળી મરે ને વળી અવતરે;
સાંભળ તાત કહું વિસ્તાર, ભજન કરો થાશે નિસ્તાર. ૩૨
તેમાટે ભજને ભગવાન, માયા મોહ ટળે અજ્ઞાન;
મિથ્યા માન ધરોછો ફોક, હું તો રાજા આ તે લોક. ૩૩
ખરૂં શે ન માનો મનમાંય, આ તો પ્રજા ને હું તો રાય;
નહિ કો પ્રજા નહિ કો રાય, મૂળ થકી મિથ્યા કહેવાય. ૩૪
રાજા પ્રજા નહિ ત્યાં કોય, તું તો તાત વિમાસી જોય;
સઘળી બાળક કેરી વાત, માન ધરી બેઠા છો તાત. ૩૫
કહે **ભાણદાસ** ઉત્તમ સંવાદ, ભક્તિજ્ઞાન કહ્યું પ્રહ્લાદ;
સકળ શાસ્ત્રતણું પરમાણ, હિરણ્યકશિપુને વાગ્યાં બાણ. ૩૬
જે જે વચન પ્રહ્લાદે કહ્યાં, બાણ થઈ હ્રદેમાં રહ્યાં;
કાળજું ભેદ્યું ત્રૂટ્યું હીર, વાગ્યાં જે અણિયારાં તીર. ૩૭

## કડવું ૧૨ મું—દોહરા.

સર્વ વચન મધુરાં કહ્યાં, ભક્તિભાવ અનેક;
બાણ થઈ તન ભેદિયાં, પડ્યા કાળજે છેદ. ૧
રીષે તન રાતું થયું, વદન કરયું વિકાળ;
અંગારો લોચન થયાં, જ્યમ પાવકની ઝાળ. ૨
ઘણો ક્રોધ મનમાં ધરી, શબ્દ કરયો મહા પ્રૌઢ;
તુજને કેણે શીખવ્યો, સાચું કહેરે મૂઢ. ૩
લઘુ વય તારી તો ખરી, પાંચ વરસનો તન્ન;
નાના મુખથી નીસરે, મોટાં અતિ વચન્ન. ૪
વળતો કુંવર બોલિયો, સાંભળ સાચું એહ;
તારે પ્રેરક જેહ છે, મારો પ્રેરક તેહ. ૫
આપણ બેને શીખવે, શીખવનારો એક;
તુજને એવું ઉપજે, મુજને એહ વિશેષ. ૬
મારો તારો એક છે, પ્રેરક બેનો જેહ;
મૂરખ મુજને કહે ખરૂં, કિહાં રહેછે તેહ. ૭
મહા દ્વેષી શ્રીહરિ તણો, વચને કરતો રાઢ;
પ્રેરક આપણ બે તણો, મુજને તે દેખાડ. ૮

વળતા વાણી ઉચ્ચર્યા, વચન કહે પ્રહ્લાદ;
પ્રત્યક્ષ હરિ વ્યાપી રહ્યા, મૂકી જો પરમાદ. ૯
શામાટે નથી દેખતો, હસી કહે હરિદાસ;
સકળ કળા છે હરિત્તણી, સચરાચરમાં વાસ. ૧૦
બોલે ચાલે સાંભળે, રૂપ નિહાળે જેહ;
ગંધ ગ્રહે રસ ભોગવે, પ્રત્યક્ષ દીસે તેહ. ૧૧
ભોગી છતે અભોગતા, લેપે નહિ લગાર;
સર્વ માંહી ને વેગળો, વિશ્વતણો આધાર. ૧૨
માર્ગે મુક્તાફળ પડ્યાં, ચાંપી ચાલે અંધ;
પ્રગટ હરિ વ્યાપી રહ્યા, દેખે નહિ તે મંદ. ૧૩
અંધ ઉલૂક દેખે નહિ, અર્કતણો પરકાશ;
તેમ તું અંધ ત્દદેતણો, નવ દેખે અવિનાશ. ૧૪
સ્થાવર જંગમમાં વસે, વ્યાપક છે વિશાળ;
જગત્સર્વ તેમાં રહ્યું, તે છે દીન દયાળ. ૧૫
ત્દદેતણી ગતિ ઓળખે, ચતુર શિરોમણિ સોય;
કોટી બ્રહ્માંડ શોધી વળે, ન મળે બીજો કોય. ૧૬
મુજ ને તુજમાં તે વશે, ગજ ને કીટ પતંગ;
જળ સ્થળમાં વ્યાપી રહ્યા, ઠામ ઠામ શ્રીરંગ. ૧૭
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં, સાક્ષી જેનો ઈશ;
ત્રણે એ પ્રીછ્યા પડે, પ્રત્યક્ષ છે જગદીશ. ૧૮
શશી સૂર્ય ઝળકી રહ્યા, વહ્નિ વિષે ઉદ્યોત;
એ મારા સ્વામી તણી, પ્રત્યક્ષ દીસે જ્યોત. ૧૯

## ચોપાઈ.

વ્યાપક રામ રહ્યા છે વશી, જોજે નિશ્ચય મનને કશી;
મારો સ્વામી મેં તો કહ્યો, સ્થાવરજંગમ વ્યાપી રહ્યો. ૧
નેત્ર મળે તો નિરખી જોય, ન મળે તો અંધારૂં હોય;
હિરણ્યકશિપુ કહેછે જુઓ, મુજથી ડાહ્યો એ તો હુઓ. ૨
અરે દુષ્ટ દુર્મતિના ધણી, શીખામણ દીધી કોતણી;
પુત્ર પિતાને વળતું કહે, વિષ્ણુ સઘળે વાસો રહે. ૩

અંતર્ગતિ સહુકોની લહે, તે મુજને શીખામણ કહે;
અંતર્યામી છે સહુતણો, તેનો મહિમા છે અતિ ઘણો. ૪
તે મુજને કહેવરાવે જેમ, હું તો તુજને કહુંછું તેમ;
હિરણ્યકશિપુજ પૂછે પછે, કહે રે મૂર્ખ શું સ્તંભમાં છે? ૫
વળી વળી પૂછુંછું કથી, સ્તંભ વિષે હરિ છે કે નથી;
સાંમી દૃષ્ટિ કરી હરિદાસ, સ્તંભ વિષે દીઠા અવિનાશ. ૬
ધીરજ મન ઉપજાવા કાજ, દર્શન દીધું શ્રીમહારાજ;
મનમાં બીક મ આણીશ તાત, સ્તંભ વિષે બેઠો સાક્ષાત. ૭
પુત્રે બોલ પિતાને કહ્યા, સ્તંભ વિષે હરિ વાસો રહ્યા;
સ્તંભ વિષે પૂરણ છે સદા, એવો ઉત્તર દીધો તદા. ૮
વાસુદેવ વશ્યા થાંભલે, હવડાં તારી કરશે વલે;
કહી કહીને મુજ ઘાઠા દંત, અલ્પ મતિ તુજ આવ્યો અંત. ૯
કાળતણા મુખમાં દેડકી, તે જીવતર વાંચે કયાંથકી?
કાળતણા મુખમાં તું વશે, વૃથા બોલ એ કાં વિલસે? ૧૦
પુત્ર કરે તું ખોટો વાદ, બાલપણાનો એ ઉન્માદ;
ફોકટ મેલી દેની વાત, કહીં મળે નહિ તારો નાથ. ૧૧
મુજ ભયથી એ નાશી ગયો, છાનો થઈ છપી કયાં રહ્યો;
મુજથી તે તો બળિયો નથી, આવીને રહેશે તુજવતી. ૧૨
તારો સ્વામી તે કયાં રહે, તે તો તું મુજપ્રત્યે કહે;
હમણાં અહીં તારો વધ થશે, જોઇએ તે કયાંથી આવશે. ૧૩
તારો સ્વામી સબળ અપાર, જોઈએ તે કયમ કરશે સાર;
કયાં તારો સ્વામી પ્રહ્લાદ, હવે તું તેને કરજે સાદ. ૧૪
ખંડ ખંડ કરૂં તુજ આજ, જોઇએ કોણ લોપે મુજ લાજ;
હવડાં તુજ વિદારૂં દેહ, જાણીશ આડો થાતો તેહ. ૧૫
ચૂરેચૂર કરૂં તુજ ગાત્ર, મુજ આગળ તે કોણુજ માત્ર?
હસી વચન બોલ્યા હરિદાસ, સચરાચરમાં સઘળે વાસ. ૧૬
મારો સ્વામી મેં જે કહ્યો, મુજ તુજ બેની વચમાં રહ્યો;
હિરણ્યકશિપુ હૈયામાં બળ્યો, કોપે અગ્નિ વિના પરજળ્યો. ૧૭
સેવકને કહિયું તત્કાળ, સ્તંભ સંઘાથે બાંધો બાળ;
આસન છાંડી ઉઠયો શૂર, કઠણ કઠોર અને મહા ક્રૂર. ૧૮

આસનથી ઉઠિયો તે દુષ્ટ, ધુંધુવે ક્રોધે મહા પાપીષ્ટ;
વધ કરવા તે પૂંઠે ધાય, રીષે ભૂમિ ન મૂકે પાય, ૧૯
આવ્યો ખડ્ગ ઉઘાડું કરી, રાતાં લોચન રીષે ભરી;
ક્રોધ કરી આવ્યો ધસમસી, હોઠો બન્ને દાંતસું ડસી. ૨૦
પીડાતો બોલ્યો પ્રહ્લાદ, સારંગધરને દે છે સાદ·
ધાઓ અંતર્યામી રામ, દુષ્ટ કરેછે નીચું કામ. ૨૧
નેટ કહ્યું તે માન્યું નહીં, શૂન્ય થયો સુધ સઘળી ગઈ;
સ્વામી તમને શું કહું ઘણું, દુ:ખ દીધું તે કેટલું ગણું. ૨૨
ભક્તતણું કોઈ બીજું નથી, તે માટ કરૂંછું વિનતી;
મધુસૂદન મુજને મૂકાવ, અંતર્યામી આડો આવ. ૨૩
કુબુદ્ધિ કોપ કરેછે ઘણો, સેવક સીદાયે* તમતણો;
સ્વામી તું છે દીનદયાળ, ભક્તવત્સલ કોમળ કિરપાળ. ૨૪
તુજ સેવકને સંકટ પડે, વિપત આપદા જે જે નડે;
શત્રુ અગ્નિ જળ દુર્ઘટ ઘાટ, દારુણ પર્વત વસમી વાટ. ૨૫
સેવક જનને મહા દુ:ખ થાય, તે દુ:ખ તમે સહ્યું નવ જાય;
મહા સંકટ પામુંછું આજ, રાખી લ્યો સ્વામી મહારાજ. ૨૬
બિરદ તમારૂં સાચું સહી, વિષ્ણુભક્ત સીદાયે નહીં;
દયા ધર્મની થાયે હાણ, ત્યારે રૂપ ધરો નિર્વાણ. ૨૭
સાધુ ધર્મને રાખો રામ, દુષ્ટ અધમનો ફેડો ઠામ;
થાપો ધર્મ દઢ નિશ્ચળ કરી, દુષ્ટ અધમ ઉથાપો હરિ. ૨૮
પૂરણ પુરુષોત્તમ તમો બ્રહ્મ, પ્રભુ ચો ચરણે ચલાવો ધર્મ;
રામ કૃષ્ણ ગોવિન્દ ગોપાળ, શરણાગતની કરો સંભાળ. ૨૯
ભૂધર ભૂપતિ સારંગપાણ, દામોદર નૃસિંહ નિર્વાણ;
અવિગત નાથ નિરંજન દેવ, રૂપ ધરી પ્રગટો તતખેવ. ૩૦
આદ્ય પુરુષ અકળ અવિનાશ, એવો જાપ જપે હરિદાસ;
અંતરમાં આણીને દાઝ, પ્રભુ સેવકનું કીજે કાજ. ૩૧
તું જગજીવન જગદાધાર, શરણાગત વત્સલ આધાર;
**ભાણદાસ** કહે ભાવે કરી, પ્રહ્લાદે વાણી ઓચરી. ૩૨

---

* ખેદ પામે.

નાનાં વચન કહ્યાં જેટલે, શ્રીનૃસિંહ આવ્યા તેટલે;
સેવક જનનાં કરવાં કાજ, ભક્તવત્સલ પ્રગટ્યા મહારાજ. ૩૩

## કડવું ૧૩ મું—દોહરા.

વાચા પાળી વિઠ્ઠલે, પ્રગટ થયા પરબ્રહ્મ;
બિરદ ન મૂકે આપણું, પોતે રાખે ધર્મ. ૧
વિપત પડે આવી રહે, સાચું સગપણ તેહ;
જદપિ કોટિ અવગુણ કરે, તોય ન તોડે સ્નેહ. ૨
અંતરમાં આણે નહીં, જીવતણા અપરાધ;
કષ્ટ પડે વહારે ચઢે, ન કરે ત્યાં પરમાદ. ૩
માત પિતા સાચા હરિ, ભ્રાતાદિ પરિવાર;
તન મન ધન સાચા હરિ, અંત લગી આધાર; ૪
સાચું સગપણ લેખવે, માને બહુ ઉપકાર;
અલ્પ એક રાખે નહિ, જીવતણો શિર ભાર. ૫
પ્રેમ નિરાળો હરિ જુએ, જુએ હ્રદયનો ભાવ;
સંકટ આવે સાધુને, મહિમા રાખે માવ. ૬
કુળ ને જાતિ જુવે નહીં, ન જુએ વળી આચાર;
પ્રેમ જુએ હરિ દાસનો, વલ્લભ પ્રાણાધાર. ૭
ગુણ અવગુણ જુએ નહિ, જુએ દોષ ન કર્મ;
નવ આચાર એકે જુએ, જુએ ન એકે ધર્મ. ૮
અવિનાશી છે આતમા, જન્મ ધરે નહિ જેહ;
ભક્તતણા હિત કારણે, પ્રગટ ધરેછે દેહ. ૯
રૂપ રંગ જેને નથી, ન મળે જ્યાં આકાર;
માયાને અંગી કરી, આપે લે અવતાર. ૧૦
કાળ કર્મ જેને નથી, મન બુદ્ધિ ન સ્વભાવ;
આદિ નિરંજન એકલો, ગુણનો નહિ અટકાવ. ૧૧
જન્માજન્મ ધરે નહિ, એ વાણી છે વેદ;
કર્તવ્ય એ માયાતણું, પામે નવ તે ભેદ. ૧૨
આદ્ય શક્તિ પોતાતણી, તેના સાક્ષી ઈશ;
આપે અળગા તેજ છે, પ્રેરક તો જગદીશ. ૧૩

અળગા રહી કારજ કરે, અકરતા કહેવાય;
દુષ્ટ દમે કોઈ સાધુને, પરગટ ત્યારે થાય. ॥ ૧૪
સંકટ આવે સાધુને, રહી શકે નવ રામ;
પીડા પ્રભવે જે કરે, તેનો ફેડે ઠામ. ૧૫
દુષ્ટે દમિયો પરભવ્યો, પોકાર્યો પ્રહ્લાદ;
ધરણીધર ધાજો તમો, હું પાડું છું સાદ. ૧૬
શુકજી પરીક્ષિતને કહે, સાંભળ રાય સુજાણ;
ભક્તવત્સલ પોતે પ્રભુ, પરગટ થયા પુરાણ. ૧૭
તારી રક્ષા તો કરી, રાખ્યો જઠર મઝાર;
ગર્ભ વિષે હરિ ઉતર્યા, ચક્રધરી મોરાર. ૧૮
નારદ કહેછે ધર્મને, જુઓ યુધિષ્ઠિર રાય;
નૃસિંહરૂપ ધર્યું હરિ, સંતતણો મહિમાય. ૧૯
સ્તંભ ફોડીને પ્રગટિયા, શબ્દ કર્યો વિકાળ;
ભડ બધા ભડકી રહ્યા, ભય પામ્યો ભૂપાળ. ૨૦
સ્તંભતણા કટકા કર્યા, પોતે પ્રભુ વૈરાટ;
કાન બધિર સૌના થયા, વળ્યો સકળનો ડાટ. ૨૧

## ચોપાઈ.

શ્રીપતિ સેવકવાણી સુણી, પાળી પત તો પોતાતણી;
સ્તંભ ફોડી નિસરિયા હરિ, પ્રગટ્યું રૂપતણું કેસરી. ૧
વલ્લભ વાત હ્દેમાં વશી, શ્રીનૃસિંહ આવ્યા ધમમસી;
બિરદ આપણું પાળ્યું હરિ, ફાટો સ્તંભ થયા કેસરી. ૨
દીઠો નહિ શ્રવણે સાંભળ્યો, અકળ સ્વરૂપ ન જાએ કળ્યો;
બ્રહ્માજીની સૃષ્ટિ મઝાર, નથી રૂપ એવું નિર્ધાર. ૩
જગત નિપાવ્યું પરજાપતિ, રૂપ કયાંઈ એ સરજ્યું નથી;
મુખ અનેક દાઢો વિકાળ, રાતાં લોચન પાવક ઝાળ. ૪
ઉગામ્યાં આયુધ ઝળહળે, રૂપ અસંભવ કો નવ કળે;
અનેક હાથ અપારાવાર, અસ્રતણો નવ લાભે પાર. ૫
ક્રૂર દીસે ડાઢોની ડોઢ, જીભે કરીને ચાટે હોઠ;
ચૌદ લોકતણો જે ક્રોધ, આણી એકઠો કીધો રોધ. ૬

કેશવાળી ખંખેરે હરિ, તારામંડળ પડિયું ખરી;
ઓઝટમાં ઝટકાણું સહી, પૃથ્વીઉપર પડિયા જઈ. ૭
મહા સ્થૂલ મોટા પરચંડ, મસ્તક જઈ પહોતું બ્રહ્માંડ;
અજાનબાહુ અતુલ છે પ્રૌઢ, દેખી લોક થયા દિગ્મૂઢ. ૮
શબ્દ ભયંકર તેણે કર્યો, ત્રણ લોકમાંહી તે વિસ્તર્યો;
પડછંદો પહોંતો આકાશ, ચૌદ લોકમાં પડિયો ત્રાસ. ૯
શેષનાગ તો સળક્યો સહી, મસ્તક ઉપર ડોલી મહી;
સાતે સાગર ખળભળ થયા, તે દહાડાના ધ્રુજી રહ્યા. ૧૦
દેવ અસુર કંપ્યા સહુ કોય, નાઠા પૂંઠે ન વાળી જોય;
સૂકાં મુખ ને સહુ સણમણું, ભક્ષ હવે કરશે આપણું. ૧૧
હિરણ્યકશિપુ કહે શું કરૂં, કુંવર કહેતો'તો તે ખરૂં;
મારૂં મન દે છે એમ સાખ, એમ થઇને થયો મન ઝાંખ. ૧૨
વરાહરૂપ વિશેષે ધરચું, લઘુ બાંધવનું છેદન કરચું;
હવે ન નાસું ન પાછો ફરૂં, એ સંગાથે જઈ યુદ્ધ કરૂં. ૧૩
હોનારૂં હોશે તે થશે, મુજ ફાંફાં મિથ્યા તો જશે;
ધૈર્ય આણીને ધસિયો ધીર, જુધ કરવા લાગ્યો તે વીર. ૧૪
આઘો આવી મૂકે ગદા, નિહાળેછ નૃસિંહ તે તદા;
સામું જોઇને કીધું હાસ્ય, પાણે કરીને લીધો પાસ. ૧૫
ઉછાળે વળી નાખે પરો, વિનોદ કાજ રમાડે ખરો;
દારુણ યુદ્ધ કરે તે સાર, નાના અસ્ત્રતણો નહિ પાર. ૧૬
હિરણ્યકશિપુ બળિયો જોધ, કરે સંગ્રામ ધરી મહા ક્રોધ;
આપે યુદ્ધ કરે એકલો, શૂર સુભટ તે શોભે ભલો. ૧૭
હરિની સાંમો આવી રહ્યો, થશે નહિ એવો નવ થયો;
જનુનિ કો જણશે નહિ વીર, ધીરજવન્ત અને મહા ધીર. ૧૮
ચૌદ લોકમાં ન મળે કોય, એવો મહા બળિયો જન સોય;
કોણ સુભટ હરિ સાંમો રહે, આયુદ્ધ કોટી મૂકે તે ગ્રહે. ૧૯
આવંતાં સામાં જાળવે, સાવધાન થયો ચાલવે;
રીસે ભર્યો જુવેછે જોધ, કરડે દંત કરીને ક્રોધ. ૨૦
યુદ્ધ કરેછે પોતે એક, જાણે મળ્યા છે કોટી અનેક;
એકથકો તે મહા યુદ્ધ કરે, અંતરમાં ગણના નવ ધરે. ૨૧

બોલે મુખથકી બહુ ગાળ, તસ્કર હાથ ચઢ્યો બહુ કાળ;
નીસરતાંજ થયો તું છતો, નવ મૂકું તુંને જીવતો. ૨૨
કપટ વેશ કરીને કૂડ, મુજ સાંમો આવ્યો તું મૂઢ;
ભીડી ભચરડી ભાંગું હાડ, ભલી ભાતે વર્તાવું લાડ. ૨૩
મારી શિથિલ કરૂં તુજ ગાત્ર, મૂરખ તું તો કેઈ માત્ર?
ભચરડી તને ભૂંકો કરૂં, પાપી પ્રાણજ તારા હરૂં. ૨૪
પિયું રુધિર પામું સંતોષ, તુજ માર્યાનો નહિ મુજ દોષ;
એવાં વચન મુખે ઉચ્ચરે, બીક તજીને મહા યુદ્ધ કરે. ૨૫
હાર ન પામે મહારથી વઢે, શૂર થઈ હરિ સાંમો ભડે;
ઘણીક વાર રમાડ્યો હરિ, લક્ષ્મીનાથે બાથજ ભરી. ૨૬
હુંકે બુંકે ને ઘુરઘુરે, શબ્દ આપણો પ્રગટજ કરે;
ઝૂંબે ઝૂંબે ચાપટ ધાય, જાતો મૂકી લે કરમાંય. ૨૭
મહા પ્રલયનો આવ્યો કાળ, ગાજે વ્યોમ અને પાતાળ;
ડોલે પૃથિવી કંપે મેર, હાહાકાર થયો ચોફેર. ૨૮
ભયથી સર્વ પ્રજા આકળી, સાન વાન સહુ કોની ટળી;
અરા પરા આકળતા લોક, શી પેર થાશે વાધ્યો શોક. ૨૯
આ તો કો મોટો ઉત્પાત, શું થાશે રે દીનાનાથ;
જેમ માતા મદગળ આથડે, મત્ત ગજેન્દ્ર ને પાડા વઢે. ૩૦
ઉરણ યમ આ છાંટે અંગ, કુટે શીશ ન પામે ભંગ;
માતા મલ્લ ભમે બે જેમ, હુંહુંકાર કરેછે તેમ. ૩૧
ઢીંચણિયાં કોણી ને લાત, ગડદા પાટુ મારે હાથ;
મહા યુદ્ધ તો થાય અપાર, દેવ સકળ જુએ નિર્ધાર. ૩૨
ભાંગ્યાં હિરણ્યકશિપુ ગાત્ર, નૃસિંહ આગળ તે કોણ માત્ર;
પામ્યો હાર હરિમાં લપ્યો, છાનો થઇને નખમાં છપ્યો. ૩૩
અગ્ર મધ્યે જેમ પડે પતંગ, ગોપ થયો નૃસિંહને સંગ;
જેમ આદિતતણો ઉદ્યોત, નવ દેખે ઉલૂક ખદ્યોત. ૩૪
અરૂંપરૂં જુવે નરહરિ, નાઠો પાગ પલાયન કરી;
અવિલોકે છે અશરણશરણ, જાણે નાશી જાતો હરણ. ૩૫
હરિ આગળ ક્યાં નાશી જાય, જેના કર લાંબા કહેવાય;
તે નાશીને ક્યાં જઈ શકે, ઝડપીને લીધો કર વિષે. ૩૬

તે અવસર સંધ્યાનો કાળ, અર્ધ નેવે રાખ્યો તત્કાળ;
ખોળામાંહે ખાંતસું ધર્યો, નખવડે નરનો વધ કર્યો. ૩૭
પેટ ત્દદે પૂરૂં ફાડિયું, અંતરનું જાળું કાઢિયું;
કોડે કરીને કંઠે ધરયું, ત્વચા ચર્મ તો ઓઢણ કરયું. ૩૮
રુધિર કોગળે પીધું પાન, ભાવે કરીને શ્રીભગવાન્;
ચાટે અંગ જીહ્વાએ કરી, જાતિસ્વભાવ ન જાયે ફરી. ૩૯
ભૂમિ વિષે લઈ નાખ્યો ભૂર, લાંબો થઇને સૂતો શૂર;
પૃથિવી ઉપર પોઢ્યો વીર, લાંબા પાદ પસારી ધીર. ૪૦
અસુર બધા યુદ્ધ કરવા ફર્યા, તે હરિયે હેલામાં હર્યા;
ઘણા દુષ્ટ હણ્યા જગદીશ, તોહે નાથ ન ટાળે રીષ. ૪૧
નિકટ દેવ ન આવે કોય, દૂર રહ્યા ડગમગ સહુ જોય;
દીતિસુત હણ્યે હરખિયા, દૂર રહી નૃસિંહ નિરખિયા. ૪૨
સિદ્ધ વિદ્યાધર ચારણ લોક, ગણ ગાંધર્વના ટળિયા શોક;
કિંપુરુષ કિન્નર ને ઋષિ, સત્તર જાત થયા બહુ સુખી. ૪૩
રહ્યા વેગળા કરે વિનતિ, ધન્ય ધરણીધર ધન્ય શ્રીપતિ;
દુષ્ટ હણ્યો તે મહા સુખ થયું, દુઃખ સમૂળું સઘળું ગયું. ૪૪
નિશ્ચિન્ત થઈ પોઢો નિરખિયે, અમો અંતરમાં ઘણું હરખિયે;
કો કહે રત્ન અમારાં લિયાં, કો કહે અમને મહા દુઃખ દિયાં. ૪૫
કો કહે અમે શી બકે જોતર્યો, કો કહે સર્વસ્વ વહોણો કર્યો;
કો કહે અમે દેશાન્તર ગયા, કો કહે ભૂખે મરતા થયા. ૪૬
કો કહે મુજપર બેઠો ચઢી, પ્રહાર કરે મારે લાકડી;
કો કહે વેઠે ઝાલ્યા અમો, સઘળો ભાર ઉપાડો તમો. ૪૭
કો કહે અમો જળના વહેનાર, કો કહે અમને કીધા પ્રહાર;
યજ્ઞ યાગ હોમાદિક જેહ, ભાગ અમારા લીધા તેહ. ૪૮
શ્રાદ્ધપિણ્ડ કો તર્પણ કરે, ભાગ અમારા સઘળા હરે;
એ થઈ બેઠો સર્વનો ધણી, અમને બુંબ પડાવતો ઘણી. ૪૯
હવે અમારાં સિધ્યાં કાજ, જે લાંબો થઇ સૂતો આજ;
આપ આપણાં દુઃખ કહે સોય, રહ્યા વેગળા સામું જોય. ૫૦
ભલું થયું સ્વામી ભગવાન, બીજો કોણ કરે આસાન;
તમો વિના આવું કોણ કરે, સત્તર જાતિ વાણી ઉચ્ચરે. ૫૧

રહ્યા વેગળા નામે શીશ, તોય નાથ ન ઉતારે રીશ;
બ્રહ્મા સહિત સર્વે સ્તુતિ કરી, તોહે રીસ તજે નહિ હરિ. ૫૨
કમળાપ્રત્યે કહે પ્રજાપતિ, કર જોડીને કરેછે વિનતિ;
એક ઉપાય કરો તમ માત, સ્તવન કરી સંતોષો નાથ. ૫૩
તમથી ક્રોધ સઘળો ઉતરે, દેવ ઋષિ સહુ પૂજા કરે;
કહેતાં કમળાજી પરવર્યાં, હળવે હળવે ડગલાં ભર્યાં. ૫૪
વિકસિત મુખ દીઠું વિકાળ, પાછાં ઓસરિયાં તત્કાળ;
કહે કમળા શો કરૂં ઉપાય, ઉગ્ર તેજ ખમ્યું નવ જાય. ૫૫
બ્રહ્મા કહે હવે શું થશે, ક્રોધ હરિનો કેઇપેર જશે;
જો ત્યાં જઈ કહેશે હરિદાસ, ક્રોધ મૂકશે વિશ્વાવાસ. ૫૬
ચઢયો ક્રોધ જે કારણમાટ, તે ટાળી નહિ બેસે ઘાટ;
બ્રહ્માને મન એ વિશ્વાસ, કર જોડીને કહે **ભાણદાસ.** ૫૭

---

## કડવું ૧૪ મું—દોહરા.

બ્રહ્માને મન ઉપન્યું, મોકલિયે પ્રહ્લાદ;
ક્રોધ સકળ સ્વામી તજે, પામીજે પરસાદ. ૧
હરીજ શાન્ત સ્વરૂપ છે, કયમે ન આવે ક્રોધ;
એકે વાત ન સંભવે, સઘળાં વચન વિરોધ. ૨
હરિ આનંદ સ્વરૂપ છે, તુષ્ટિ પુષ્ટિ સદાય;
હમેશ તે કલ્યાણ છે, કામ ક્રોધ ન થાય. ૩
ક્રોધ હરિને નવ ચઢે, રીષ ન ચઢે લગાર;
મૂળ પ્રકૃતિ માયા વડે, દીસેછે નિરધાર. ૪
પરમ શક્તિ પોતાતણી, એનો ફોડયો સ્તંભ;
નૃસિંહરૂપ ધરયું હરિ, એમ વિચારે બ્રહ્મ. ૫
હરિને ગુણ એકે નથી, નિર્ગુણ છે જગદીશ;
ભેદાભેદ ન સંભવે, કેમે ન ચઢે રીષ. ૬
દમન કરયું પ્રહ્લાદનું, વાધ્યો ક્રોધ અપાર;
તે તો દુષ્ટ નિકંદિયો, ક્રોધ રહ્યો નિર્ધાર. ૭
જઇને કહે પ્રહ્લાદ જો, ક્રોધ ઉતારો નાથ;
તમ કારણ થોભી રહ્યો, સુર નર કેરો સાથ. ૮

અતિ ક્રોધ વ્યાપી રહ્યો, તે વણ્ કયમે ન જાય;
સ્તુતિ કરશે પ્રહ્લાદજી, ત્યારે પરસન્ન થાય. ૯
તેમાટે હું મોકલું, જઇને ત્યાં પ્રહ્લાદ;
નિકટ જઇને ઢુકડો, સ્તવન કરે આહ્લાદ. ૧૦

## ચોપાઈ.

વિરંચિ મન કરે વિચાર, પ્રહ્લાદને મોકલું નિરધાર;
બીજો કો ત્યાં નવ જઈ શકે, ઉગ્ર ક્રોધ નૃસિંહને વિષે. ૧
આગળ ઊઠો દેવજ કરી, પ્રજાપતિયે વાણી ઉચરી;
જાઓ વત્સ ઉતારો રીષ, સંતોષો સ્વામી જગદીશ. ૨
કહેતાં ખેવ ચાલ્યા પ્રહ્લાદ, મનમાંહી ઉપન્યો આહ્લાદ;
સિંહનો બાળક સિંહ કને જાય, તેમાં શું આશ્ચર્ય કહેવાય. ૩
આવન્તો દીઠો નિજ દાસ, સન્મુખ જોઇને કીધું હાસ્ય;
મુખ આગળ આવ્યો જેટલે, હૃદયાસું ચાંપ્યો તેટલે. ૪
બાહ્યાભ્યંતર શીતળ થયું, સર્વાંગે અમી ઢળી રહ્યું;
તારી વાટ જોતો'તો બાપ, મુજને થાતો'તો સંતાપ. ૫
ભલે ભક્ત તું મુજને મળ્યો, તનનો તાપ સમૂળો ટળ્યો;
એણીપેરે બોલ્યા મહારાજ, સફળ જન્મ થયો છે આજ. ૬
ઘણા દિવસથી જપતો મુને, તાત ભલે તું મળિયો હુંને;
તારે કાંઈ કહેવું હોય જેહ, મુજપ્રત્યે તું કહેની તેહ. ૭
નૃસિંહ પ્રત્યે બોલ્યો સાધ, કર જોડીને કહેછ પ્રહ્લાદ;
સ્વામી હું દેવે મોકલ્યો, તે માટે કહેવા આવિયો. ૮
બ્રહ્માદિક રહ્યા સહુ દેવ, સઘળા સ્તવન કરેછે સેવ;
ઉગ્રતાજ દેખી તમતણી, મનમાં શંકા આણી ઘણી. ૯
ક્રોધ ઉતારો કિરપાનાથ, એમ કહેછ સુર કેરો સાથ;
પૂજા બહુ સામગ્રી કરી, તેંત્રીશ ક્રોડ રહ્યા તરવરી. ૧૦
કૃપા કરી સુર સામું જુઓ, હિરણ્યકશિપુ તો પૂરો હુઓ;
એ અલ્પ જીવ કશો આશરો, આવડો ક્રોધ તમે કાં ધરો. ૧૧
એ પુત્ર છે દીતિના મટે, ઉગ્ર ક્રોધ તમને નવ ઘટે;
એ તો તમે સંહાર્યો ખરો, ક્રોધતણોજ પરાભવ કરો. ૧૨

કાલાં વચન સુણ્યાં કૃપાળ, ભક્તવત્સલ રીઝ્યા ગોપાળ;
સઘળો ક્રોધ ગયો ઉતરી, ચતુર્ભુજ થયા શ્રીહરિ. ૧૩
પ્રસન્ન વદન ઉજ્વળ શ્રીરંગ, કોટિ શશીપે શીતળ અંગ;
કરુણા લોચન કરતા હાસ્ય, કોટિ ચન્દ્રસમ શીતપ્રકાશ. ૧૪
મનની વાત લહી મહારાજ, સ્તુતિ કરવા ઇચ્છેછે આજ;
કોટિ બ્રહ્માંડતણો જે નાથ, મસ્તક ઉપર મેલ્યો હાથ. ૧૫
વાક્‌દેવી રસનામાં વસી, અવિચળ વાણી ત્યાં તો ધસી;
ઉછંગથી ઉતાર્યો ઈશ, સ્તવન કરે સ્વામી જગદીશ. ૧૬
જેટલે હેઠો મેલ્યો હરિ, રસનાથી વાણી ઊચરી;
શ્રીનૃસિંહને લાગી પાય, સાધુભક્ત તો કહે મહિમાય. ૧૭
હે પ્રભુ! હે દીનદયાળ!, હે હે ભક્તવત્સલ કિરપાળ;
ગરીબના પુરુષોત્તમ બ્રહ્મ, ન જુઓ જાતિ કુલ ને કર્મ. ૧૮
સાધુતણું પ્રતિપાલન કરો, જાતિ વર્ણ હ્રદે નવ ધરો;
ચરણ તમારા સેવે જેહ, ઉત્તમ જાત શિરોમણિ તેહ. ૧૯
પશુ પક્ષી અથવા વળી કોય, ચરણ તમારા સેવે સોય;
ઊંચ નીચ તમારે નથી, તેની સાર કરો શ્રીપતિ. ૨૦
ત્યજે કર્મ ભજે ભગવાન, જાતિતણું નવ આણે માન;
હ્રદે કમળમાં વહાલા રામ, તેને આપો ઉત્તમ સ્થાન. ૨૧
અધમ જાતિ અસુર અમતણી, અનુગ્રહ કૃપા કીધી ઘણી;
ક્યાં તમો પૂરણ પુરુષ પુરાણ, ક્યાં ગયો અલ્પ જીવ અજાણ. ૨૨
જે કો ભજે તમારા ચર્ણ, ઉત્તમ જાતિ ભલો તે વર્ણ;
આપોપે તારે ને તરે, સહેજે ભવસાગર ઉતરે. ૨૩
સંગતિ પ્રીત કરે તમતણી, તમને પામે ત્રિભુવનધણી;
ઉત્તમ જાતિ વિપ્ર કહેવાય, ભણે વેદ પઠે વિદ્યાય. ૨૪
શ્લોક સુભાષિત ને વ્યાકરણ, ભણે કાવ્ય પાળે આચરણ;
સંધ્યા તર્પણ ને ષટ્‌કર્મ, નાનાવિધના પાળે ધર્મ. ૨૫
જો નહિ વહાલા જગજીવન્ન, ઘૃત વિના જેમ લુખું અન્ન;
હરિના ગુણ અંતર નવ વસે, સઘળાં કર્મ લુખાં થઈ જશે. ૨૬
બ્રાહ્મણ વૈષ્ણવ બહિર્મુખ હોય, કર્મ વેદ પાળે નવ સોય;
પુરાણ શાસ્ત્ર ભણે ઉચ્ચરે, હરિની ભક્તિ વિના નવ તરે. ૨૭

ઊંચ કુળ ક્રિયા શું કરે, જો હરિ ચરણે ચિત્ત નવ ધરે;
વેદતણું ન લહે વેદાન્ત, ઉપનિષદ્ કેરો સિદ્ધાન્ત. ૨૮

વેદજ્ઞાન નવ જાણે હ્દે, શાસ્ત્ર તેહને મૂરખ વદે;
તે તો જાતિતણો ચંડાળ, હરિગુણ વહાલા નહિ ગોપાળ. ૨૯

કર્મજાતિ ખરી તેતણી, જેને વહાલા ત્રિભુવન ધણી;
હરિ સાચા ખોટો સંસાર, જેને એ નિશ્ચય નિર્ધાર. ૩૦

તે તો ભક્ત શિરોમણિ સહી, સત્ય સત્ય એ વાણી કહી;
કુળ જાતિ પ્રભુને તો નથી, જુઓ વેદ પુરાણે કથી. ૩૧

એવા ભક્તનું દર્શન કરે, જન્મ કોટિકનાં પાતિક હરે;
તેમાટે સ્વામી દેવેશ, ચરણ સકોમળ તો સેવેશ. ૩૨

ચર્ણ થકી રખે અળગો કરો, સંસાર તાપે તપુંછું ખરો;
ઈક્ષુદંડના કટકા કર્યા, ઘાણીમાં પીલાયા ખરા. ૩૩

અનુભવમાં પ્રભુ સઘળું લિયો, અરે ઈશ પિલાઈ હું રહ્યો;
દાવાનલમાં દાઝે અંગ, રાખી લ્યો સ્વામી શ્રીરંગ. ૩૪

સંસારે કોઈ નવ સુખી, આખું જગત દેખુંછું દુઃખી;
પ્રાણી માત્ર પ્રમાદે કરી, માયાએ લીધા સાંભરી. ૩૫

સદા જગત હાહુતો ફરે, કૃષ્ણાતાપ હ્દેમાં ધરે;
આશાપાશ મહા દુઃખરૂપ, રંકતણીપેરે કીધું ભૂપ. ૩૬

અગ્નિતણી શય્યાનો સંગ, જ્યમ સૂઇએ ત્યમ દાઝે અંગ;
ત્યમ એ તો બળતો સંસાર, જ્યાં ત્યાં અગ્નિતણો અંગાર. ૩૭

એક ઘડીનો નહિ પરવાર, સંતજ સંગત કીજે સાર;
તમ ગુણ તો સાંભળીએ હરિ, આદરસું અતિ પ્રેમે કરી. ૩૮

તે અવસર તો નાવે કયમે, હાહુતો થઈ સઘળે ભમે;
ધન કારણ કરે તે ઉપાય, ઘર મૂકી પરદેશે જાય. ૩૯

શોભા કારણ મહા દુઃખ સહે, માથે મરણ કયમે નવ લહે;
કીધું કાંઈ કરાવ્યું ઘણું, ધન આવે નવ રાખું અણું. ૪૦

પૂરણ ધન તો કયાંથી મળે, અંતરમાં બળતું નવ ટળે;
પરસંપત્તિ દેખી મનમાંય, અતિશય તો અસૂયા થાય. ૪૧

કુડ કપટ છળ ઘણો અન્યાય, સર્વ જગત વર્તે તેમાંય;
દુઃખરૂપ કહીએ સંસાર, હરખ શોકતણો નવ પાર. ૪૨

વૈભવ ઘણો બહુ અધિકાર, દુઃખતણો નવ આવે પાર;
જ્યાં વૈભવ ત્યાં દુઃખ છે ઘણું, સુખ તો માની લેવાતણું. ૪૩
ધામ ધૂમ તે તો બહુ કરે, અંતે ક્લેશજ એક ઉગરે;
એ સંસાર અંધારો કૂવો, અંતે પૂરો કો નવ હૂવો. ૪૪
ઠાલા આવ્યા ભૂલ્યા ગયા, અંતે નેટ અધુરા રહ્યા;
ચરણ તમારા ભજે નવ જેહ, મહા મોટો અપરાધી તેહ. ૪૫
શ્રવણ તમારા ગુણ જે કરે, ભવસાગર મહા દુસ્તર તરે;
તેમાટે આગળથી ઈશ, પાવન પદ સેવો જગદીશ. ૪૬
પાણી પહેલી બાંધો પાજ, સાવધાન થઈ રહો મહારાજ;
તમ વણ રેષ ન રાખું રામ, મિથ્યા માયાનું શું કામ. ૪૭
તન ધન મન મારે છે તમો, તમ કિરપાએ રહ્યા છું અમો;
દીનદયાળ કૃપા ઘણી કરી, અમને દર્શન આપ્યું હરિ. ૪૮
સાચું ધન શ્રીહરિનું નામ, ચરણ કમળ મારો વિશ્રામ;
ચૌદ લોકનું આપો રાજ, નરકતુલ્ય તે મારે આજ. ૪૯
સંસારજમાં સુખી ન કોય, ઘટ ઘટ બળતું સહુ કો રોય;
તમ ચરણે જે કોઈ રહ્યા, તે નર શીતળ સુખિયા થયા. ૫૦
કહે **ભાણદાસ** ભાવેસું કરી, પ્રહ્લાદે વાણીજ ઉચ્ચરી;
વળી સ્તવન કરશે જે સોય, સાંભળજો સેવક સહુ કોય. ૫૧

## કડવું ૧૫ મું—દોહરા.

સેવક જન સહુ સાંભળો, વૈષ્ણવતણો પ્રસાદ;
પાવન વાણી નિર્મળી, સ્તવન કરે પ્રહ્લાદ. ૧
તું અવિનાશી આતમા, અકળ સ્વરૂપ અભેદ;
બ્રહ્મા શંકર નવ લહે, પાર ન પામે વેદ. ૨
રસભેર રસના શેષની, રસિક શિરોમણિ જેહ;
જપતાં ચો યુગ વહી ગયા, પાર ન પામ્યો તેહ. ૩
યોગી જતી તપિયા હુવા, મોટા વળી મહંત;
તે પણ પાર ન પામિયા, આદિ મધ્ય ને અંત. ૪
દુર્ઘટ રૂપે છો તમો, ઘટના કયમે ન થાય;
પાર તપારો નવ જડે, યશલીલા સહુ ગાય. ૫

શુદ્ધ સનાતન છો તમો, પાવન પુરુષ પુરાણ;
નિર્ગુણ ગુણ એકો નથી, નિશ્ચળ છો નિર્વાણ. ૬
અંજન મંજન નવ મળે, રંજન રીઝવનાર;
ભંજન દુઃખ ભક્તોતણા, જીવન પ્રાણાધાર. ૭
આદ્ય અકળ તો છો તમો, સકળ નિરંજન વાસ;
ઇન્દ્રિથી અળગા રહ્યા, કર્યો સકળ પરકાશ. ૮
કાળ કર્મ ને ગુણ નથી, માયા નથી લગાર;
જ્ઞાનામૃત રૂપ છો તમે, અખંડ બ્રહ્મ અપાર. ૯

## ચોપાઈ.

એક અખંડ બ્રહ્મ અવિનાશ, શુદ્ધ નિરંજન સર્વાવાસ;
વાણી મનનો નહિ સંચાર, પ્રભુ પ્રકૃતિ ન પેસે પાર. ૧
માયાના ગુણ લેપન કરે, જન્મ અજન્મા કેમજ ધરે?
રૂપ રંગ નથી જ્યાં રેષ, શ્વેત પીતાદિક વર્ણ વિશેષ. ૨
આપો આપ રહ્યા છો એક, પર અપર નથીજ ઈશ છેક;
સકળ સિદ્ધાન્તતણી એ વાત, અનુગ્રહે વા ગ્રહે ન નાથ. ૩
નહિ કો પારકું પોતાતણું, એકને રાખો એકને હણું;
સ્વામી તમને શા અવતાર, રૂપ રંગ નથી આકાર. ૪
રૂપ ધરયું તે જાણ્યો મર્મ, શુદ્ધ સનાતન કારણ બ્રહ્મ;
નિજ માયાનો અંગીકાર, નૃસિંહરૂપ ધરયું મહારાજ. ૫
નારદ ગુરુ પ્રતાપેજ કરી, પરગટ થયા તમો કેસરી;
સેવક જનનાં કરવા કાજ, રૂપ ધરી પ્રગટ્યા મહારાજ. ૬
દીનાનાથ તમેજ દયાળ, સેવકની કીધીજ સંભાળ;
બિરદ તમારૂં પાળ્યું તમો, શી શી મોટમ કહીએ અમો. ૭
ચૌદ લોકતણાજ આધાર, તે તો તમોજ છો નિર્ધાર;
સત્તર સાત રહ્યા તમવડે, તેમાં રેષ ન તમને અડે. ૮
ચોવિસે તમ ચિન્તવન પ્રકાશ, વ્યાપકરૂપ તમારી આશ;
તત્ત્વમસી પદ તમને ન લખે, તત્ત્વવેત્તા તમને ઓળખે. ૯
વેદ વેદાન્ત ભાસેછે બ્રહ્મ, સાધુ ભક્ત સેવે નિઃશ્રમ;
જે યોગી મોટા છે મહન્ત, પંડિત વૈદિક ઉપાસે સન્ત. ૧૦

અવયવ સૂક્ષ્મે છો અવિનાશ, શુદ્ધ સનાતન સ્વયંપ્રકાશ;
નિરાકાર નિરંજન બ્રહ્મ, નિર્લેપક નિર્ગુણ નિઃશ્રમ. ૧૧
ઇન્દ્રિયે તે ગ્રહ્યો ન જાય, જીહ્વાથી તે કયમ બોલાય?
નેતિ નેતિ નિગમ ઉચ્ચરે, શેષ રહે તે બુદ્ધિને પરે. ૧૨
કોટિ બ્રહ્માંડ વસે તે માંય, કર્તવ્ય એક ન પહોંચે ત્યાંય;
આદિ અંત રહિત મધ્ય માન, ષટ્ ગુણ સમ્પન્ન શ્રીભગવાન. ૧૩
ઘટ મઠ પટ અઘટમાં ભર્યા, વ્યોમતણીપેરે વિસ્તર્યા;
નરહરિનાથ એવા છો તમો, જીહ્વાએ કયમ બોલું અમો. ૧૪
શબ્દાદિક ગુણથી વેગળા, શ્વેતાદિકથી અળગી કળા;
ત્રણે અવસ્થાતણા છો કાળ, તેથી અળગા શ્રીગોપાળ. ૧૫
ઘણાં વચન તે કયમ કરી કહું, લઘુ વયમાં હું કયમ કરી લહું;
બાળક બુધ્ધ હું બોલ્યો જેહ, માધવ માની લેજો તેહ. ૧૬
નમો નમો નમો નમસ્કાર, નમો બ્રહ્મ સનાતન સાર;
નમો નમો નમો વળી વળી, દુર્ઘટતા નવ જાયે ટળી. ૧૭
વ્યોમરૂપ તમને નમસ્કાર, નિરાકાર નમો સાકાર;
અધ ઉર્ધ્વ ને મધ્યે નમું, ચો પાસા તમને પ્રણમું. ૧૮
નમો રૂપ અરૂપી રામ, નમો નમો નમો નિષ્કામ;
નમો અકળ સકળ અવિનાશ, ત્રિગુણાતીત નમો પ્રકાશ. ૧૯
આદિ અંત મધ્ય પ્રણામ, નમો નમો શરણાગત રામ;
પૂરવ ને પશ્ચિમ નમસ્કાર, ઉત્તર દક્ષિણ વારંવાર. ૨૦
સૂતાં બેઠાં કરતાં કામ, નમો નમો નમો શ્રીરામ;
નમો નમો નમો નમસ્કાર, સફળ જન્મ થયો આવાર. ૨૧
ઘણે પ્રણામે પ્રણમ્યા હરિ, ઘણે વચને ઘણી સ્તુતિ કરી;
ઘણે વચને ઉપન્યો ઉલ્લાસ, કર જોડીને કહે **ભાણદાસ.** ૨૨

## કડવું ૧૬ મું—દોહરા.

વળી સ્તવન નૃસિંહતણું, કરવા લાગ્યો સાધ;
ભાવ ધરી પ્રેમે કરી, ગુણ ગાયે પ્રહ્લાદ. ૧
અંબર તારા જેટલા, તે પણ ગણ્યા ગણાય;
પૃથ્વીની રજ છે ઘણી, તેની સંખ્યા થાય. ૨

કો કાળે તો પામિયે, મેઘબિન્દુનો પાર;
સાગરની લેહેરીતણો, અવનિતરણુ અપાર. ૩
કો અબળા સ્ત્રી બાળકી, કોમળ અતિ શરીર;
સાગરને તરવા કરે, જળ ભરિયું ગંભીર. ૪
માથે સૂરજ આવિયો, અગસ્ત્ય આથમે જેણુ;
આષાઢી પૂનમ ખરી, ચન્દ્ર ઉગમે તેણુ. ૫
તે નારી હાથે કરી, તરવું પામી તોય;
શેષ અમર ઋષિ શારદા, પાર ગણે સહુ કોય. ૬
અનેક યુગ લગી હરિ, ગુણુ ગણિયે ગોપાળ;
પ્રજાપતિ પામે નહિ, તોય તમારી ભાળ. ૭
હું કેઈ પેર વર્ણવું, કયમ કરી કરૂં વખાણુ;
કયાં તમો કયાં રંક હું, કોણુ માત્ર પ્રમાણુ. ૮

## ચોપાઈ.

એવાં વચન બોલ્યા પ્રહ્લાદ, હરખ ભર્યા હૈડે આહ્લાદ;
કોટી યુગ લગણુ ગુણુ સ્તવું, કોટિ જીહ્વાએ કરી વર્ણવું. ૧
તોહે ગુણુનો ન પામું પાર, અનેક ચરિત્ર અપારાવાર;
એવો કોણુ તો છે અજ્ઞાન, પાવન પદ મૂકે ભગવાન. ૨
એ પદ ભવ તરવાનું નાવ, એ પદ ઉપર રાખો ભાવ;
ચરણુ સકોમળ ભાવે ભજો, કૃપાનાથ કયમે નવ તજો. ૩
નારદ ગુરુએ કહ્યો છે ભેદ, એનો પાર ન જાણે વેદ;
મુજને ઓળખાવ્યા જે ચર્ણ, તે કયમ છાંડું અશરણુશર્ણ. ૪
ચરણુતણો જાણે મહિમાય, સ્વામી! તે અળગો કયમ થાય;
સુધાતણો સાગર પરહરે, કાલકૂટ કો પાનજ કરે? ૫
અમૃતસાગરને પરહરી, કાલકૂટ કેમ પીયું હરિ?
ચિન્તામણિ પામ્યો કરમાંય, નાખી કાચ કને કો જાય? ૬
એ સંસાર મથનનું મૂળ, જેવું છે શીમલનું ફૂલ;
સત્ય સ્વરૂપ સાચા શ્રીરંગ, કો કાળે નવ થાયે ભંગ. ૭
બાળક બુધ સ્વામી મુજતણી, તો હું સ્તુતિ કરૂં કયમ ઘણી;
કયાં શ્રીનૃસિંહ કયાં હું રંક, સ્તવન કરતો પામુંછ શંક. ૮

દિનકર પાસે દીપક ધર્યો, ત્યાં તે અલ્પ કશો આશરો;
પાવન સ્તુતિ પ્રહ્લાદે કરી, લક્ષ્મીનાથે હૃદેમાં ધરી. ૯
વિવિધ વચન સ્તવિયા જગદીશ, શ્લોક યુગ્મ ઉપર ચાલીશ;
પ્રસન્ન થઈ બોલ્યા ભગવાન, કાંઈ વત્સ માગો વરદાન. ૧૦
જે વાંછિત વર માગે તું, કૃપા કરીને આપું તે હું;
વળતાં વચન કહે નિજ દાસ, જે દીસે તે માયા પાશ. ૧૧
માયા મહા મદિરા કહેવાય, માયાએ મન મેલું થાય;
માયામદ વાધે જેટલે, આંખે અંધ થાયે તેટલે. ૧૨
માયાથી વિસરે ભગવાન, માયાએ વાધે અભિમાન;
મિથ્યા માયા મૃગજલમાંય, ભરમે ભૂલ્યા ભમિયે ત્યાંય. ૧૩
મૂરખ માયામાં જઈ પડે, આપ વેચાવીને રડવડે;
પરવશ થાય બંધાવી આપ, ઠામ ઠામથી લાગે તાપ. ૧૪
તેમાટે શું માગું નાથ, મૃગતૃષ્ણા માયાની વાત;
ચૌદ લોક માયાના કર્યા, માગે પામ્યે કો નવ ઠર્યા. ૧૫
સકળ મનોરથ પહોંતા આજ, અવિલોકયા સ્વામી મહારાજ;
એ હું સત્ય કહુંછું વાત, પૂરણ કામ થયું મુજ તાત. ૧૬
વળતા ત્યાં નૃસિંહજી કહે, તું કાંઇ મુજ આપ્યું ગ્રહે;
જે તુજને ઇચ્છા હોય તાત, તે તું મજકને માગે આજ. ૧૭
વળતા વાણી કહે પ્રહ્લાદ, સ્વામી મુજ આપો પરસાદ;
હૃદે કમળમાં પૂરો વાસ, સંકલ્પ વિકલ્પ કીજે નાશ. ૧૮
સંકલ્પ વિકલ્પ મનથી ઘટે, પરમ સુખ સહેજે પરગટે;
વળતા સ્વામી વાણી વદે, એ છે નિશ્ચળ તારે હૃદે. ૧૯
તેં મુજ પ્રત્યે માગ્યું તાત, તે તો તારે છે સાક્ષાત;
આતમસુખ તારી મીરાત, સંત સદા છે મારી જાત. ૨૦
સિંહાસન બેસો સત્પુત્ર, પાવન રાજ ચલાવો સૂત્ર;
તૂજ પિતાનું એ છે રાજ, કીજે લોકતણા હિતકાજ. ૨૧
રાજ કરો મન્વન્તર એક, કથાશ્રવણ હરિસંત અનેક;
ભલીજ ભાત ચલાવો રીત, પ્રજા ઉપરે રાખો પ્રીત. ૨૨
કહે પ્રહ્લાદ ઉંકાટો ચઢે, રાજને અંતે નરકે પડે;
તેમાટે મારે નથી કામ, સ્વામી એ નિશ્ચય નિર્વાણ. ૨૩

વળી સાંભળો મારી વાત, ભક્તિ વિષેજ પડે વ્યાઘાત;
તેમાટે મેં કીધું ત્યાજ, ધિક્ક પડો એ સઘળું રાજ. ૨૪
તે સુખમાં સ્વામી વિસરે, તે વૈભવ કોણ અંગી કરે;
સદા પ્રહ્લાદ કર જોડી કહે, સાચો ભક્ત યથારથ રહે. ૨૫
નિવૃત્તિ માર્ગ સદા અનુસરે, પ્રવૃત્તિને પાછી પરહરે;
આત્મ સુખ દીઠું અતિ ઘણું, મળ મૂત્ર સુખ માયાતણું. ૨૬
એવો સત્ય ભક્ત પ્રહ્લાદ, અંતરમાંહી ઘણો છે સાધ;
હરિના ચરણતણો વિશ્વાસ, કર જોડીને કહે **ભાણદાસ.** ૨૭

## કડવું ૧૭ મું—દોહરા.

વળતો વાણી ઊચર્યો, સ્વામીપ્રત્યે સાધ;
ચરણશરણ રાખો હરિ, કહેછે જ પ્રહ્લાદ. ૧
સંસારી ભોગે ભર્યા, મુજને નવ સોહાય;
અમૃતરસ મૂકી કરી, કોણ કુબુદ્ધિ ખાય. ૨
સ્વામી તમને નવ ઘટે, મુજને કહો એ વાત;
અણજાણે પણ હું ગ્રહું, તમો તજાવો તાત. ૩
વિષ હળાહળ કડકડ્યું, બાળક સહાચું હાથ;
પાછું નંખાવે પરૂ, કયમ ખાવા દે તાત. ૪
રૂપ તમારૂં જે લહે, લક્ષ્મી કેરો નાથ;
ભરમે ભૂલ્યો નવ ભરે, ધૂમર કેરી બાથ. ૫
રૂપ તમારૂં જે લહે, સ્વામી શ્રીગોવિન્દ;
મોહ જાળમાં નવ પડે, ફોકટ માયા ફન્દ. ૬
રૂપ તમારૂં જે લહે, અવિનાશી અવિનાશ;
આકર્ષી આણે નહિ, મિથ્યા માયાપાશ. ૭
જેણે જાણ્યા નરહરિ, રૂપ યથારથ જેહ;
પરથમ ચૌદે લોકને, મિથ્યા માને તેહ. ૮
સકળ રાજ બ્રહ્માતણું, મૃગજળ સરખું થાય;
કોણ ગજું એ તાતનું, રાજ કરૂં તે માય. ૯
તેમાટે સ્વામી તમો, કૃપા કરો કૃપાળ;
ભવસાગરમાં બૂડતો, રાખી લ્યો ગોપાળ. ૧૦

## ચોપાઈ.

હું તો તમારો કિંકર હરિ, દાસ પુરાતન છું અનુચરી;
તેમાટે સાંભળિયે તાત, ચરણુશરણુ આવ્યોછું નાથ. ૧
અણુજાણે જો વિષ ખાઇએ, માત પિતા ખાવા કયમ દીએ;
બોલે ગાળો હેતે કરી, આંખ દેખાડે તે આકરી. ૨
વિષ નખાવે પાછું હરચું, ઉત્તમ ખાવું આપે ખરૂં;
માતપિતા હિત ઇચ્છે જેમ, દાસતણું હિત ઇચ્છો તેમ. ૩
કેવળ વિષમય છે સંસાર, જાણી કયમ કીજે આહાર;
વિષય ભોગ ન વાંછે સાધ, પ્રભુજીને કહેછે પ્રહ્લાદ. ૪
ઉબકચું અન્ન અને ઉતાર, ગર્ધભ શ્વાનતણો આહાર;
સૂકું હાડકું કરડે શ્વાન, પોતાનાજ રુધિરનું પાન. ૫
માની લેછ અસ્થિ આહાર, એવું સુખ સ્વપ્નજ પરિવાર;
પ્રથમ લુખસ ખંઝોળે ઘણું, સુખી થાયે તન્ન આપણું. ૬
અતિ ઘણી થાયે વેદના, રહ્યો પછે પામે ખેદના;
કાગમાળે કોયલ ઉછરે, પાળી પોષી પ્રૌઢી કરે. ૭
પ્રગટ પાંખ થાયે જેટલે, આશ્રમથી ઊડે તેટલે;
અંબવન્ન સેવે આપણું, ફળ ભક્ષી સુખ પામે ઘણું. ૮
નાનાં વન વાડી અતિ સાર, ભાતિ ભાતિ ફળનો આહાર;
કાગલિણ્ડ એ ગૃહસ્થાશ્રમ, સાધુ પુરુષ તે સેવે કયમ. ૯
કાગલિણ્ડ કુટુમ્બ પરિવાર, સંતતણો તે નહિ અધિકાર;
સન્ત સદા એકાકી રહે, સન્ત આવે તો હરિગુણ કહે. ૧૦
વળી વળી કરૂં વિનતિ, સ્વપ્નતણું સુખ સાચું નથી;
શ્વાન સૂકરતણો એ ભોગ, સંતતણે મન સાચો રોગ. ૧૧
બેશે કાગ નિછારામાંય, હંસ માન સરોવર જાય;
મુક્તાફળ મુખમાંહે ધરે, કાગ નિછારે કરૂંપરૂં કરે. ૧૨
સ્વામી સન્તતણું નહિ કામ, મસ્તક રાજાનું વરદાન;
સંત સદા હરિ જનમાં રહે, હરિગુણ કહે ને હરિગુણ ગ્રહે. ૧૩
વિવેક વચન પ્રહ્લાદે કહ્યાં, એક એક હ્રદેમાં રહ્યાં;
ત્યારે વિસ્મય થયા ગોવિન્દ, આદ્ય પુરુષ પામ્યા આનન્દ. ૧૪

તારા ગુણ હું કેટલા કહું, કહે પ્રભુજી પાર ન લહું;
શ્રીનૃસિંહ કહેછે પ્રહ્લાદ, તુજ જેવો ન મળે કો સાધ. ૧૫
ઘણું ઘણું શું કહિયે કથી, તુજ સરખો બીજો કો નથી;
એકજ મારા મનની વાત, સાવધાન થઈ સાંભળ તાત. ૧૬
અતિ બોલે દુર્જન અપવાદ, રડવડતોજ થયો પ્રહ્લાદ;
રાંક રાજ્યસું નિર્વાહ કરે, દુઃખી થઇને દુર્ભર ભરે. ૧૭
મનની વાત ન જાણે મૂઢ, અવિચળ પદ પામ્યો આરૂઢ;
તેમાટ કહું તારે કાજ, માન ધરીને ભોગવ રાજ. ૧૮
મનમાંથી ટાળો અહંકાર, નથીજ બંધન એક લગાર;
આભ્યન્તરથી કરવું ટાળ, સહુ કર્તવ્યજ ફોક વિચાર. ૧૯
લોકતણા હિત અરથે રાજ, આભ્યન્તરથી કરજો ત્યાજ;
તેમાટે માનો મુજ બોલ, રાજ્ય વન્ન બન્ને સમતોલ. ૨૦
આકર્ષી બોલ્યા અવિનાશ, તુંને ન લેપે માયાપાશ;
પદ્મપત્ર પાણીમાં રહે, ઉદકતણું તે બિન્દુ ન ગ્રહે. ૨૧
શુદ્ધ વિચાર કરે મનમાંય,બંધન તેને કયમે ન થાય;
ભરસંસારતણા વ્યવહાર, લાગે વળગે નહિ લગાર. ૨૨
દધિ મંથીને માખણ કરચું, પાછું તે કર મારે ધરચું;
તક્રમાંહી તે નવ રેલાય, પાછું દહિ કેમે નવ થાય. ૨૩
વિચારી વિષ ખાશે જેહ, અમૃત સરિખું થાશે તેહ;
એટલું કામ અમારૂં કરો, કહ્યું વચન તે ચિત્તમાં ધરો. ૨૪
આસન ઉપર બેઠા ઈશ, પાવન કરી બેઠા જગદીશ;
તુજ પિતાનું છે આસન્ન, ત્યાંજ તમો બેસોને તન્ન. ૨૫
અમો બેસીને પાવન કરૂં, પાતક આસન કેરૂં હરૂં;
નિર્મળ નિશ્ચળ કીધું આજ, કરો વત્સ અમારૂં કાજ. ૨૬
અનેક વચન નૃસિંહે કહ્યાં, સત્પુરુષે લઈ મસ્તક ધર્યાં;
હા હા સ્વામી કહોછો જેહ, સત્ય વચન પાળિશ હું તેહ. ૨૭
કહોછો પ્રભુજી તે પરમાણ, નિશ્ચળ વાત ધરો નિરવાણ;
પ્રભુ જે કહોછો તે નવ કરૂં, કયમ અપરાધી થઇને ફરૂં. ૨૮
જયમ રાખો ત્યમ રહું મા'રાજ, કયમ લોપું સ્વામીની લાજ;
રાજતણાં ચિંધ્યો જે કામ, તે હું પાળિશ નિશ્ચય રામ. ૨૯

સ્વામી સેવકને કહે જ્યમ, અનુચર દાસ વરતશે ત્યમ;
અનુચર સેવકનો એ ધર્મ, વચન આગના પાળે કર્મ. ૩૦
એવાં વચન કહ્યાં નિજ દાસ, આદ્ય પુરુષ પામ્યા ઉલ્લાસ;
હૈયામાં હરખ્યા નરહરી, આસન બેસાડ્યો કર ધરી. ૩૧
સાચી વાત હૃદેમાં ગ્રહી, એજ કથા એટલેથિ રહી;
સુક કહે સુણ પરીક્ષિત રાય, સંતતણો મોટો મહિમાય. ૩૨
એ સાંભળતાં જાયે પાપ, નાશે શોક અને સંતાપ;
ભવનાં બંધન છૂટે પાશ, કર જોડીને કહે ભાણદાસ. ૩૩

## કડવું ૧૮ મું—દોહરા.

રાજ્યાસન બેસાડિયો, નિજ સેવક હરિદાસ;
બ્રહ્માદિક સુર આવિયા, શ્રીનૃસિંહની પાસ. ૧
પ્રસન્ન વદન શ્રીહરિતણું, સુંદર કરતા હાસ્ય;
લોચનમાં કિરપા ઘણી, જાણે ચન્દ્રપ્રકાશ. ૨
ઝળહળ ઝળહળ છે પ્રભૂ, તેજતણો નહિ પાર;
ધવળરૂપ શ્રીહરિતણું, ઝળકે ઉજ્વળ સાર. ૩
ચાર ભુજ શ્રીહરિતણા, સુંદર સુખદાતાર;
ધર્મ અર્થ ને કામના, ચોથી ભક્તિ અપાર. ૪
ચારે હાથે ગ્રહી રહ્યા, ચાર પદારથ સોય;
જેને જેવી કલ્પના, તેમ લહે સહુ કોય. ૫
કિરપા કરી આપ્યો હરિ, જેને જે અધિકાર;
ધર્મ અર્થ ને કામના, મુક્તિ ચતુરધા સાર. ૬
પ્રજાપતિ પ્રેમે કરી, હરિને કરે પ્રણામ;
મનસા વાચા કર્મણા, સ્તવે ઈશ ગુણ ગ્રામ. ૭
દેખી રૂપ નૃસિંહનું, આનંદ પામ્યા બ્રહ્મ;
સ્તવન કરે શ્રીહરિતણું, વિવિધ વચન આરંભ. ૮
કર જોડીને વીનવે, કારણ નવ કહેવાય;
ગહન ગતિ લીલા ઘણી, કો'ને કયમ પ્રીછાય. ૯

કોણ કળે ગતિ તમતણી, અદ્‌ભુત અતી પ્રચંડ;
રૂપ અસંભવ અટપટું, નવ કોટી બ્રહ્માંડ. ૧૦
નહિ નર દાનવ દેવતા, માનવ નહિ મા'રાજ;
રૂપજ છે સાવજતણું, પામ્યા અચરજ આજ. ૧૧
કાંઈ ન જાયે ચિતવ્યું, જીવતણું તો રેષ;
કીધું થાયે તમતણું, આકૃણિયેજ અલેખ. ૧૨
વર માગ્યો'તો મુજ કને, કશે મરૂં નહિ નાથ;
કો ડાહ્યું તમ આગળે, જે પ્રીછે તમ વાત? ૧૩
કિરપાળુ તમે છો પ્રભૂ, દીનાનાથ દયાળ;
સુરનર પાર ઉતારવા, માર્યો દુર્જન કાળ. ૧૪
અમર થઇને સુર દમું, તદ્દેતણો એ ભાવ;
રાખ્યો ઠામજ તે તમો, ચૂકયા નવ પ્રસ્તાવ. ૧૫

## ચોપાઈ.

ચૌદ લોકનું ડા'પણ જેહ, આણી એકઠું કીજે તેહ;
તે જ તમારા ગણપણમાંય, કણિકા માત્ર કહીં રેળાય. ૧
વીરજ એક ચતુર છો તમો, એક જિહ્વા શું કહિયે અમો;
બીજું કોઈ મળે નહિ નાથ, લહે તમારા મનની વાત. ૨
સમજે કોણ તમારી વાત, ગહન ગતિ એ છે નિજ નાથ;
નથી કોઈ નર બીજો ઘડયો, પાર પ્રભુ તમારો જડયો. ૩
પાર જોવાને જે જન ગયા, તમમાં લય તે તોરે થયા;
તેમાટે સ્વામી ભગવાન, કાઢે કોણ તમારૂં માન. ૪
આદ્ય બ્રહ્મ અક્ષર અવિનાશ, આપોઆપ તણો પરકાશ;
શ્વેત પીતાદિક કો નહિ રંગ, ત્રિગુણાતીત નથી ત્યાં સંગ. ૫
લક્ષ્મીનાથ લહે કોણ મર્મ, તુર્યાતીત અલૌકિક ધર્મ;
કમળભૂ કહેછે નરહરી, નિરાકાર રહ્યા છો ભરી. ૬
મન વાણીને ગોચર નથી, અગમ અગોચર રે શ્રીપતિ;
અખંડ આતમા પૂરણ સદા, નિર્મળ નિશ્ચળ છો સર્વદા. ૭
વાસુદેવ અને પરબ્રહ્મ, પરાપર નિર્ગુણ નિષ્કર્મ;
પરમ તત્ત્વ પરમ પદ જ્યોત, પરમ ધામ પરમ ઉદ્યોત. ૮

કાળ કર્મ ને જીવ સ્વભાવ, બીજરૂપ તમો છો માહાવ;
એક બ્રહ્મ ચતુર્ધા થયા, જગતરૂપે હરિ પોતે રહ્યા. ૯
નાના ભોગ તમો ભોગવો, અકર્તા બંધન ગોપવો;
અભોક્તા સાક્ષી વેગળા, આદ્ય નિરંજન છો નિર્મળા. ૧૦
કલાતીત નથી દેહવાન, ઇન્દ્રિયથી અળગા ભગવાન;
માયાના ગુણ કહાવે જેહ, સરજે પાળે સરવે તેહ. ૧૧
અજરૂપે સરજો શ્રીનાથ, વિષ્ણુ થઈ પાળો સાક્ષાત;
શંકરરૂપ ધરી સંહરો, રહી વેગળા કારજ કરો. ૧૨
સાધુ જનને પીડા કરે, ત્યારે જન્મજ સહેજે ધરે;
સદા કરો સેવકનાં કાજ, કષ્ટ પડે રાખોછો લાજ. ૧૩
શરણાગતના સાક્ષી તમો, કષ્ટ પડે ઉગાર્યા અમો;
ભક્ત પ્રહ્લાદતણો પ્રતાપ, નહિતર દુ:ખી થયા'તા બાપ. ૧૪
સદાકાળ સુરનરને હરિ, રાખી લ્યોછો બાંહે ધરી;
સુરનર સહુ પોતાના ગણ્યા, અનેક અસુરને હાથે હણ્યા. ૧૫
સકળ દેવતણા પ્રતિપાળ, દૂર્ગતણી પેરે રખવાળ;
સહુ દેવનાં કવચ સેનાય, ટોપ તમો છો વૈકુંઠરાય. ૧૬
સહુ પાપ તાપ છે જેહ, નરહરિ નામે નાશે તેહ;
શોક અને ભય ભાવટ ટળે, પંચજ પાતક ત્યાં પરજળે. ૧૭
સંસાર દુ:ખ દાવાનલ પ્રાય, સૌ બળ તો ત્યાં શીતળ થાય;
મંગળ સુખ મોટું પરગટે, આરત અંતરમાંથી ઘટે. ૧૮
નરહરિનાથ તણા ગુણ ગાય, કુંજર કલ્મષ કોટિ પલાય;
એવા ભક્તવત્સલ કિરપાળ, ઈશનું વાહન કહિયે કાળ. ૧૯
કાળ કર્મતણે વશ નથી, વેદ પુરાણે વાણી કથી;
પોતાની ઇચ્છાએ કરી, આપે રૂપ ધરોછો હરિ. ૨૦
કાળતણા તો છો મહા કાળ, કારણના કારણ કિરપાળ;
મહા તેજતણા તમો તેજ, હેજતણા પ્રભુ છો ત્યાં હેજ. ૨૧
અમૃતના અમૃત અવિનાશ, મન બુદ્ધિના છો પરકાશ;
મારણ તારણના તારણ, શરણતણા તમ છો રે શરણ. ૨૨
પાવનના પાવન પરબ્રહ્મ, કર્મતણા તો છો મહા કર્મ;
સમરથના સમરથ ભગવાન, બળ પ્રાક્રમમાં છો બળવાન. ૨૩

નીરતણા પ્રભુ છો તો નીર, વાયુતણા તમો છો સમીર;
પરમ ધર્મતણા પરબ્રહ્મ, સઘળે વ્યાપક છો નિષ્કર્મ. ૨૪
ચૈતનના ચૈતન મહા રાસ, કારણ કાર્યતણા પરકાશ;
પૃથિવીપતિ ભૂપતિના ભૂપ, સુંદરરૂપ તણા મહા રૂપ. ૨૫
તમ સ્વરૂપતણું સિદ્ધાન્ત, તે સમજેછે મો'ટા મહાન્ત;
સદ્દગુરુના જે સેવે પાય, ત્યારે તમારૂં રૂપ જણાય. ૨૬
પ્રકૃતિતણે છે પે'લે પાર, સદ્દગુરુ દેખાડે મોરાર;
માન મછર જે ગુરુને નથી, રાજસ દંભ ધરે નહિ રતી. ૨૭
પ્રપંચ ફંદ રચે નહિ જેહ, સકળ ભૂત સમદર્શી તેહ;
લોભ કપટ લાલચ નવ કરે, તત્ત્વજ્ઞાન હ્રદેમાં ધરે. ૨૮
રાગ દ્વેષ જ્યાં નથી લગાર, મૃગતૃષ્ણા માને સંસાર;
શીલ સંતોષ સન્મુખ સદા, સત્ય વચન બોલે સર્વદા. ૨૯
ક્ષમા દયા મન આણે જેહ, કહે બ્રહ્મગુરુ સાચો તેહ;
અસંગ થઇને રહે એકલા, તત્ત્વ વિચારે તે ગુરુ ભલા. ૩૦
શાન્ત દાન્ત અવિરોધી સહી, એવા ગુરુને પૂજો જઈ;
મનસા વાચા પૂજા કરે, કોમળ ભાવ હ્રદેમાં ધરે. ૩૧
ત્યાર પછી પ્રગટે મહા જ્ઞાન, પ્રત્યક્ષ ભાસે શ્રીભગવાન;
સદ્દગુરુ સન્ત કરે ઉપદેશ, બ્રહ્માનંદનો થાય આવેશ. ૩૨
પછે તમારૂં પ્રીછે રૂપ, અંતર્યામી સત્ય સ્વરૂપ;
વિષય ભોગ રાજસગુણ દ્વંદ્વ, ગુરુસું તે ઓળખાવે અંધ. ૩૩
જગત આંધળું પૂંઠે ફરે, લાલચ લીધે સેવા કરે;
ધન લોભી ધૂરત ગુરુ ખરો, કપટ રચનામાં તે પૂરો. ૩૪
નિર્મળ ભક્ત નહિ મન ભાવ, ઉંડું નીર પથ્થરનું નાવ;
વણ સમજે થાયે ગુરુ જેહ, અંતે નરકમાં પડશે તેહ. ૩૫
ધન અર્થે શિષ્ય શીખી કરે, તે ગુરુ શું તારે ને તરે;
સાચા ગુરુ સ્વામી શ્રીપતિ, એમ બ્રહ્મા કહેછે વિનતિ. ૩૬
જગતપતિ અજન્મા ઈશ, જોગપતિ સ્વામી જગદીશ;
માયાપતિ મા'રાજા રામ, પરમ ધર્મપતિ નિષ્કામ. ૩૭
દશે પ્રાણપતિ આધાર, ચોવી તત્ત્વ ત્રિગુણના સાર;
સાક્ષીપતિ સ્વામી પરબ્રહ્મ, કમળાપતિ કેવળ નિષ્કર્મ. ૩૮

વેદ વિદ્યા ચૌદેના પતિ, વરણ ચાર આશ્રમના જતિ;
કોટી બ્રહ્માંડ પતિ છો હરિ, બ્રહ્માએ વાણી ઊચરી. ૩૯
પ્રેમ ધરીને પરજાપતિ, ઉત્તમ સ્તુતિ ત્યાં કીધી અતિ;
પ્રસન્ન થયા પરમ નિધાન, હૈયામાં હરખ્યા ભગવાન. ૪૦
બ્રહ્મા ઉપર દૃષ્ટિજ કરી, આદ્ય પુરુષ વાણી ઉચરી;
કમળભૂને કહે ભગવાન, ખળને દીજે નહિ વરદાન. ૪૧
મંત્રે વિષધરનું વિષ ટળે, ખળનું વિષ ટાળ્યું નવ ટળે;
કમળભૂ કરેછે ત્યાં વિનતિ, મારો તો પુરુષાર્થ નથી. ૪૨
અંતર્યામી પ્રેરક તમો, કાષ્ઠતણી પૂતલિકા અમો;
દોરાકાર નચાવેછ જેમ, નાચી નૃત્ય કરૂંછું તેમ. ૪૩
અકળ ગતિ કળી નવ જાય, સ્તવન કરીને લાગ્યા પાય;
શ્રીનૃસિંહના પ્રણમ્યા પાગ, હિરણ્યકશિપુને કહ્યું વાગ. ૪૪
ક્રિયા કૃત્ય વિસ્તારી કરો, એટલે એ પ્રકરણ સંવરો;
શ્રીનૃસિંહને નામ્યાં શીશ, અંતર્ધ્યાન થયા જગદીશ. ૪૫
જ્યાંથી પ્રગટ થયા'તા હરિ, ત્યાં લય પામ્યા પાછા ફરી;
વિષ્ણુભક્તના હૃદયામાંય, વાસો વસિયા વૈકુંઠરાય. ૪૬
હરિ ના આવે હરિ ના જાય, અખંડ આત્મા તે કહેવાય;
અજન્મા આવે અવિનાશ, તે કયમ દેહમાં પૂરે વાસ. ૪૭
પોતાની શક્તિએ કરી, ભક્તહેતુ પ્રગટે છે હરિ;
બ્રહ્માદિક રળિયાતજ થયા, સ્વસ્થાનક તો સૌરે ગયા. ૪૮
ઇન્દ્રાદિક ઋષિ સહુ વળ્યા, આપ આપણે સ્થાનક ગયા;
સકળ સાથની પહોંતી આશ, કર જોડીને કહે **ભાણદાસ.** ૪૯



## કડવું ૧૯ મું—દોહરા.

અંતર્ધ્યાન થયા હરિ, બ્રહ્માદિક સૌ કોય;
ત્યારપછી શું નિપજ્યું, પૂછે પરીક્ષિત સોય. ૧

કયમ વરત્યા પ્રહ્લાદજી, ભક્તશિરોમણિ સાર;
હરિચરણે ચિત્ત સોંપિયું, કયમ રાખ્યો વ્યવહાર. ૨

સાધુભક્ત શ્રીહરિતણો, બીજું કાંઈ નવ થાય;
કેમ રાજ્ય ચલાવિયું, પૂછે પરીક્ષિત રાય. ૩

પરીક્ષિત પૂછે પ્રેમસું, કહેછે શ્રીશુકદેવ;
કોણ કથા ત્યાં નીપની, સમજાવો સ્વયમેવ. ૪

## ચોપાઈ.

એવો પ્રશ્ન કર્યો ત્યાં રાય, શુકજીને તો લાગી પાય;
ઘણો પ્રેમ હૃદેમાં ધરી, કર જોડી વાણી ઉચરી. ૧
રાજા પરીક્ષિત જોડી પાણ, શુકજી પ્રત્યે બોલ્યા વાણ;
કહોજી કેમ વર્ત્યા પ્રહ્લાદ, સાંભળવાનો મુને આહ્લાદ. ૨
વિષ્ણુભક્તતણી એ કથા, મુજ પ્રત્યે કહિયે સરવથા;
ઘણો હરખ વાધે છે આજ, તેમાટે પૂછુંછ ઋષિરાજ. ૩
એકાગ્રે સાંભળિયે આપ, હર્ષ શોક ટળે સંતાપ;
વચનોત્તમ રાજાનાં સુણી, શુક દેવે વાણી ત્યાં ભણી. ૪
સાંભળ રાજા કહું વિસ્તાર, પ્રહ્લાદે ચલાવ્યો વ્યવહાર;
મહાપ્રતાપ મર્યાદા ઘણી, આણ વર્તાવી નૃસિંહતણી. ૫
સિંહાસનપર બેઠા પ્રહ્લાદ, સંત સમાગમ હરિ સંવાદ;
મહા ભાગ્યવન્ત મહારાજ, કોય ન લોપે તેની લાજ. ૬
ભક્તરાજ શિરોમણિ સહી, સત્ય સત્ય એ વાણી કહી;
પુત્રોપેરે પાળે લોક, સ્વપ્નમાં નવ આવે શોક. ૭
વ્યાધિ વિયોગ સમૂળાં ગયાં, ચાર પદારથ વળતા રહ્યા;
ભક્ષ ભોજ્ય અઢારે મળે, બારે માસ વનસ્પતિ ફળે. ૮
હરખે નગર રહ્યું છે હસી, સોળ કળાનો ઉગ્યો શશી;
શોભે કાન્તિ નગરની કળા, પાવન લોક હૃદે ઊજળા. ૯
મણિ માણિક રત્નભંડાર, પાંચ પીરોજાનો નવ પાર;
મુક્તાફળ બહુ હીરા ઘણા, પદ્મરાગતણી નહિ મણા. ૧૦
સોમ કાન્તિની શોભા સહી, સૂર્યકાન્તિ મણિ ઝળકે રહી;
ધર્મ અર્થ મુક્તિ ને કામ, દુઃખનું કોય ન જાણે નામ. ૧૧
કામદુઘા દૂઝે બહુ ભોગ, નગરમધ્ય સુખના સંયોગ;
ઉત્તમ નગર અનોપમ સાર, મણિ રચિત કનકના પ્રકાર. ૧૨

નગરતણા તો નૃસિંહ ધણી, વિષ્ણુ ભક્તિ ત્યાં વાધી ઘણી;
એવું રાજ્ય કરે પ્રહ્લાદ, શ્રવણભક્તિ ગોવિન્દ ગુણવાદ. ૧૩
નિત્યે સંત સહુ ત્યાં મળે, કથા પુરાણ પ્રેમે સાંભળે;
અનેક સાધુ મળે સંવાય, ગીતાતત્ત્વની ચરચા થાય. ૧૪
એમ કરન્તાં બહુ દિન ગયા, હરિચરણે અવલંબી રહ્યા;
એક સમે બેઠા પ્રહ્લાદ, મનમાંહે ઉપન્યો આહ્લાદ. ૧૫
તત્ત્વજ્ઞાનીને મળવા તણી, મનમાંહે ઉત્કંઠા ઘણી;
તેજ સમે તો થયા અસવાર, નગર તજી ચાલ્યા તેવાર. ૧૬
ગુફા પરમ સુંદર છે ઘણી, નીરખીને ચાલ્યો વનભણી;
નદીતટે દીઠી શુભ શાળા, સૂતા'તા અજગર રઢિયાળા. ૧૭
દૂરથકી દીઠા જેટલે, રાજા મન રીઝયા તેટલે;
દેખીને રળિયાતજ થયા, દર્શન કરવા પાસે ગયા. ૧૮
સકળ સુખ લઈ પોઢયા સન્ત, નિર્ભય પદ પામ્યા નિશ્ચિન્ત;
પ્રસન્ન વદન ને સુંદર કાન્ત, કોટી શશિપે શીતળ શાન્ત. ૧૯
એકે વેશ નહિ કો લિઙ્ગ, આપો આપ ન કોનો સઙ્ગ;
દિગંબર તાપસ અવધૂત, મુખ ઝળકે શોભા અદભૂત. ૨૦
નયણે પ્રહ્લાદે નિરખિયા, હૈયામાંહે તો હરખિયા;
પ્રેમ સહિત બહુ પૂજા કરી, કર જોડી વાણી ઓચરી. ૨૧
સ્વામી મુજને કહોની વિચાર, અહીં કયાંથી પામોછ આહાર;
ઉદવસ્ત ઉદ્વેગજ થાય, મહા ભયંકર રહ્યું ન જાય. ૨૨
મનુષતણો ત્યાં નહીં પ્રવેશ, સુખસાતા કયાંથી લવલેશ;
વાઘ સિંહ વનમાં વિકરાળ, વિષથી ભર્યા ભયંકર વ્યાળ. ૨૩
આહાર મળતો કંદમૂળ, તોપણ તમો થયા કયમ સ્થૂલ;
કયાંથી નિધિ પામ્યા છો ઘણી, આવી રહ્યા છો આ વન ભણી. ૨૪
જ્ઞાનાનંદતણા ભંડાર, શાન્તિ સંતોષનો નાવે પાર;
સુખ દુઃખથી અળગા આનંદ, ત્રિગુણાતીત મળે નહિ દ્વંદ્વ. ૨૫
આનંદ તે પામ્યા છો તમો, તેમાટે પૂછુછું અમો;
કોણ સ્થળે વરતોછો નાથ, તે માંડી મુજ કહો વાત. ૨૬
મુજ કહેવા જો હોય ગ્રાહ્ય, મુજને તો કહિયે ઋષિરાજ;
કહેવા સરખી હોયે વાત, મુજને કે'જો દીનાનાથ. ૨૭

તમારોજ હું છું નિજદાસ, મુજ આગળ કરિયે પરકાશ;
એવાં અનેક કહ્યાં વચન, તે સાંભળિયાં અજગર મુન્ય. ૨૮
નેત્ર ઉઘાડી નીરખી જોય, એમ કહે પ્રહ્લાદ ન હોય;
એ વાણી એના મુખતણી, બીજો કો નાવે મુજભણી. ૨૯
પરમ ભાગવત જન્મનો સાધ, તત્ત્વજ્ઞાની છે પ્રહ્લાદ;
જે કારણ અવિગ્રતિ અવિનાશ, નૃસિંહરૂપ ધરચું પરકાશ. ૩૦
રૂપ રંગ જેને નવ ઘટે, સગુણ થયા સ્વામી એમટે;
હૈયામાંહે હરખ્યા ઘણું, દર્શન પામ્યો હું એતણું. ૩૧
હૈયામાં રિઝયા ઋષિરાજ, સફળ જન્મ થયો છે આજ;
એ સરસો કરશું સંવાદ, ભક્તરાજ મોટો પ્રહ્લાદ. ૩૨
આદર કરી આપ્યું આસન્ન, સ્વસ્થ થઈ બેઠા હરિજન્ન;
કર જોડી પૂછે પ્રહ્લાદ, મુજને આપો મહા પરસાદ. ૩૩
પરમ જ્ઞાન પરમાત્માતણું, તે વિસ્તારી કહોને ઘણું;
ભક્તિ સહિત ઉત્તમ અતિ સાર, કુતર્કવાદ નહિ નિરધાર. ૩૪
મહા જોગી તમો પરમ દયાળ, તેમાટે કહિયે કિરપાળ;
હું તેનો અધિકારી નાથ, તેમાટે પૂછુંછું વાત. ૩૫
ભક્તિ જ્ઞાનતણોજ પ્રબોધ, જેમાં ન મળે વચન વિરોધ;
વળતા બોલ્યા અજગર મુન્ય, પરમાત્માથી ઉઠેછે ધ્વન્ય. ૩૬
તેનું અમૃત કરવું પાન, હું કરતાં પુષ્ટ થયો રાજાન;
તેથી હું પામ્યો સંતોષ, ગ્રહેતો નથી કેના ગુણ દોષ. ૩૭
આશા તૃષ્ણા માયા મટી, ઉર્મી અંતરથી સૌ ઘટી;
રાગદ્વેષ હ્દેથી ટળ્યા, કામ ક્રોધ સઘળા નિકળ્યા. ૩૮
શોક મોહ ગયા સંતાપ, મદ મચ્છર મમતા નહિ આપ;
એકે અવગુણ મારે નથી, દોષ મળે નહિ એકે રતી. ૩૯
તેં મુને પૂછ્યું હતું એમ, આવા સ્થૂલ થયા છો કેમ;
તેનો ઉત્તર દીધો સહી, સત્ય વાત મેં સાચી કહી. ૪૦
ત્રિવિધિ તાપ જ્યારે પરજળે, આશા તૃષ્ણા મનમાં બળે;
એક એકસું સ્પર્ધા ઘણી, વૈર વિરોધ અસૂયાતણી. ૪૧
અંતરમાં દાઝીને રહ્યા, રૂપ કાન્ત લાવણ્યથી ગયા;
લાવણ્ય તેજ વિના દૂબળા, સૂકાં મુખ એકે નહિ કળા. ૪૨

એ વિકાર મારે નહિ લેશ, મનથી નાઠા કોટી ક્લેશ;
ભમરી ને અજગર ગુરુ કર્યો, મહા વિદ્યા પામી દેહ ઠર્યો. ૪૩
ત્યાં નહિ નીર મળિયું ફરી, ઉત્તમ વૃત્તિ અજગરતણી;
કલ્પું નહિ ને કહીં નવ ફરૂં, જે આવે તે મુખમાં ધરૂં. ૪૪
અમૃત કરી આરોગું તદા, પ્રસન્ન વદન પોતાનું સદા;
મોટી પદવી છે નીરાશ, અવિલોકે આતમનો પ્રકાશ. ૪૫
આત્મા જોતાં આત્મા થયો, આત્મતત્ત્વ વિષે ભળી ગયો;
અમૃત પદ અજરામર લહ્યું, તે તો મેં તુજપ્રત્યે કહ્યું. ૪૬
એ છે તત્ત્વ અનોપમ જ્ઞાન, અનુભવજો ધરજો ધ્યાન;
વળી વળી કરજો અભ્યાસ, કર જોડીને કહે **ભાણદાસ.** ૪૭

---

## કડવું ૨૦ મું—દોહરા.

ઉત્તમ વાણી ઉચ્ચર્યા, અજગર ત્યાં અવધૂત;
સાંભળ સાધુ કહું તુને, અકળ કથા અદ્ભૂત. ૧
સારતણો એ સાર છે, ઉપનિષદ્નોજ અર્થ;
ગુહ્યથકો એ ગુહ્ય છે, ગ્રહેશે તે સમર્થ. ૨
હું નથી ને તું તો નથી, જગત નથી સંસાર;
મૃગજળ સરખો માનજે, દીસે છે આકાર. ૩
પુણ્ય પાપ એકો નથી, નથી ત્યાં ધર્માધર્મ;
જન્મ મરણ એકો નથી, બંધ મોક્ષ તે ભર્મ. ૪
દિવસ ને રજની નથી, અર્કતણો કો કાળ;
બંધ મોક્ષ તે કલ્પના, કેવળ વસ્તુ નિહાળ. ૫
બંધ મોક્ષ કો'ને કહું, વસ્તુ નિરંતર સોય;
વાચારંભણ જીવ છે, જ્યમ દીસે મૃગ તોય. ૬
અનુભવ દષ્ટે ઉપન્યું, સકળ પદારથ ફોક;
દ્વીપદ આદે ચરાચર, સ્વપ્ન સરિખો લોક. ૭

**ચોપાઈ.**

ધર્મ અર્થ મુક્તિ ને કામ, દ્વીપદરૂપ ચરાચર નામ;
મારા મનથી છૂટી આશ, મૃગ તૃષ્ણા માંનો આભાસ. ૧

સકળ ધ્યાન મેં તજીયાં રાય, કર્મ શુભાશુભ જે કહેવાય;
ત્યાગતણો મેં ત્યાગજ કર્યો, મેલ કક્ષા મનનો ઉતર્યો. ૨
તે તો સુખ મેં નવ કહેવાય, મગ્ન થયો અમૃતપદમાંય;
આપોઆપ રહ્યા પદ એક, હું તું જગત નથી ત્યાં શષ. ૩
ઘાત ઘાતીને કયમ કહેવાય, જીહ્વાથી બોલ્યું નવ જાય;
કાલો સાકર ભાવે ખાય, તેણે સ્વાદ કહ્યો નવ જાય. ૪
ઉત્તમ સ્વપ્ન મુંગાને થયું, કોટી સ્વર્ગતણું સુખ લહ્યું;
હરખ ભર્યો મન જાગ્યો સહી, મનમાં આનંદ માયો નહીં. ૫
કહેવાને ઘણુંએ આગમે, મનમાંનો મનમાં વીસમે;
ધાવે વચ્છ અંબાને ઘણું, પૂછ હલાવે પોતાતણું. ૬
તેનું સુખ તો તેહજ લહે, મહા પુરુષ રાજાને કહે;
શું કહું શું કહું શું કહું રાય, તું મન કરીને જો મનમાંય. ૭
મન જોતાં મન જાએ ટળી, એટલા ઉપર શું કહું વળી;
કયમ કહું કયમ કહું કયમ કહું ભૂપ, આદ્ય અનોપમ અકળ સ્વરૂપ. ૮
ઉપમા એક દેવાતી નથી, સત્ય સત્ય એ વાણી કથી;
વાણી વિના હું બોલ્યો સાર, તુરીયાતીત અપારાવાર. ૯
એ બોલ્યું એ બોલ્યું રાય, મહા મોટી શમશ્યા કહેવાય;
હવે કહેવાને હારી વાણ, કહ્યા મધ્યે લી વાળી જાણ. ૧૦
મનના કલ્પ્યા ચૌદે લોક, વક્તા શ્રોતા બન્ને ફોક;
કોણ કહે ને કોણ સાંભળે, આપોઆપ નિરંજન મળે. ૧૧
શાસ્ત્ર પુરાણ નથી ત્યાં વેદ, તારૂં મારૂં ન મળે ભેદ;
કાળ કર્મ નહીં છાયા ધૂપ, રાજા રંક નથી કો ભૂપ. ૧૨
સુખ ને દુઃખ લગારે નથી, મૂરખ પંડિત નહીં કો જતી;
ચન્દ્ર સૂર્ય નહિ દા'ડો રાત, વરણ ચાર નહિ એકો જાત. ૧૩
એકો ત્યાંજ નથી આશ્રમ, જ્ઞાનાજ્ઞાન નથી કો બ્રહ્મ;
કો જન નહીં કરે અહંકાર, આપોઆપ નિરંજન સાર. ૧૪
તે તો નથી લગારે દૂર, આપોઆપ રહ્યા ભરપૂર;
સૂર્યમંડળમાં એની જ્યોત, ચન્દ્ર વિષે એનો ઉદ્યોત. ૧૫
અગ્નિવિષે એનો પરકાશ, એને નહિ કોનો આભાસ;
ચન્દ્ર સૂર્ય વડે ન જોવાય, અગ્નિવડે દર્શન નવ થાય. ૧૬

તેને તેજવડે સોધીએ, જેમ હીરે હીરો ભેદીએ;
તેને તેજવડે દેખીએ, કોટી પ્રકારે નવ પેખીએ. ૧૭
સાંભળને સાચું મહન્ત, તું છો મહા શિરોમણિ સન્ત;
મહા વાયક મેં કહ્યાં અનેક, પરમ હંસને એ વિવેક. ૧૮
પરમ હંસ એવું કહી ગયા, અમો હૃદેમાં રાખી રહ્યા;
લોભી ધનને રાખી ગ્રહી, ત્યમ એ નિત્ય મેં રાખ્યું સહી. ૧૯
જ્ઞાન વિજ્ઞાનતણી છે ગોષ્ઠ, પાત્ર વિના નવ આણું ઓષ્ઠ;
તમ સરખા વણ નવ ઓચરૂં, મૂરખ આગળ મૌનજ ધરૂં. ૨૦
અજગર મુનિ કહેછે પ્રહ્લાદ, તુજ સરખો કો આવે સાધ;
ત્યારે મુક્તા કરૂં ભંડાર, અનેક જ્ઞાન રત્ન અંબાર. ૨૧
સન્ત મળે મુને વાધે શૂર, જાણે મહાસાગરનું પૂર;
મુજને અંતર વહાલા ઘણું, સંત સદા જીવન આપણું. ૨૨
જો દિન સન્ત મળે હરિતણો, હૈયે હર્ષ તે વાધે ઘણો;
સાચા સગા અમારે સાધ, સાચી વાત સુણો પ્રહ્લાદ. ૨૩
મળે તમો સરખા મન ઠરે, તમ સરખાની સઙ્ગત કરે;
ધન્ય ધન્ય તેનો અવતાર, સત્ય વચન કહું વારંવાર. ૨૪
અજગર મુનિયે કહી એ વાત, તમ આવે હું થયો રળિયાત;
અલભ્ય લાભ થયો અમતણે, અહીં આવ્યા આદર અતિ ઘણે. ૨૫
રાખી વાત નથી કંઈ રાય, જુઓ વિચારી અંતરમાંય;
સારતણું મેં સારજ કહ્યું, એક અપૂરવ અમથું રહ્યું. ૨૬
વારંવાર કરૂં વીનતિ, દેહનો આશરો કાંઇએ નથી;
વાત કરંતાં ફીટી જાય, ક્ષણભંગુર એ ખોટી કાય. ૨૭
ઝબકીને જાયે વીજળી, જળ પરપોટો ફાટે વળી;
કૂંપો કાચનો ઠબકે ટળે, ત્યમ એ પિણ્ડ પલકમાં ઢળે. ૨૮
ઘૃત માંખણ કેરી પૂતળી, તાપ મળે જાયે ઓગળી;
ઘૃત પોતાને રૂપે થાય, ઘટે વધે નહિ આવે જાય. ૨૯
અંતર્યામી દેહજ થયો, દેહ ગળંતાં આતમ રહ્યો;
પિંડ બ્રહ્માંડ આત્માથી થયાં, આત્માને વિષે ભળી ગયાં. ૩૦
તેમાટે આ પિંડ બ્રહ્માંડ, એક આતમા અકળ અખંડ;
વ્યાપકરૂપ સનાતન સાર, પૂરણ બ્રહ્મ અપારાવાર. ૩૧

ઉત્પત્તિ સ્થિતિ લય હોય, જળ લેહેરી દૃષ્ટાન્તે જોય;
લેહેરી જાતાં જળ નવ ટળે, લય પામી લેહેરી જળ ભળે. ૩૨
મહા ઋષિ રાજાને કહે, જ્યમ છે ત્યમનું ત્યમ તું ગ્રહે;
ઉમેરવા ઉચ્ચારવા નથી, વિણામણ લાધે નહિ રતી. ૩૩
નાલિકેર ફળ સાકરતણું, બાહ્યાભ્યન્તર મીઠું ઘણું;
મીઠું પડ મીઠી ગ્રોટલી, મીઠી ઉપરની ચોટલી. ૩૪
બાંધ્યું રૂંધ્યું સાકર જાણ, નિશ્ચય તું ત્દદેમાં આણ;
પિંડ બ્રહ્માંડ તે બ્રહ્મ સ્વરૂપ, અંતરમાં અવિલોકે ભૂપ. ૩૫
સલંગ સૂત્રે રહ્યા છે રામ, હરિ વણ ઠાલો નહિ કંઈ ઠામ;
ચૌદ લોકમાં વ્યાપક જેહ, તે તું હું ને હું તે તેહ. ૩૬
આ હું ટળતાં તે હૂં રહ્યો, હું પલટાતે તે હું થયો;
એવી બુધ કરો હરિદાસ, સઘળો તેહતણો પરકાશ. ૩૭
તે તે, તે તે, તે ને તું, આઘેરૂં હવે કયમ કરી કહું;
કહેવું હું તે પૂરણ થયું, હદ વળી ને હવે તે રહ્યું. ૩૮
વંધ્યાએ એક જન્મ્યો પૂત્ર, દેશ વિદેશ ચલાવે સૂત્ર;
એક સમે થયો અસ્વાર, શશક શૃંગનું ધનુષ હથિયાર. ૩૯
અણજન્મ્યો માળી આવિયો, વ્યોમતણાં કુસુમ લાવિયો;
તે લેઇને તો મસ્તક ધર્યાં, મૃગજળમાંહે મજ્જન કર્યાં. ૪૦
ચરણ વહોણો ચોદિશ ફરે, વદન વિના બહુ વાતો કરે;
વળી એક અનોપમ વાત, અમાંસની અંધારી રાત. ૪૧
સોલ કળાનો ઉગ્યો ચન્દ, ત્યાં અજવાળું દીસે આનંદ;
કહેવા માત્ર વચન એ રાય, એમ કદાચિત કેમ ન થાય. ૪૨
જ્યમ એ વચન મિથ્યા નિર્ધાર, ત્યમ એ જગત નથી નિર્ધાર;
હું નહિ તું નહિ નહિ કો લોક, જે દીસે તે સર્વે ફોક. ૪૩
સત્ય સ્વરૂપ રહ્યો ઝળહળી, વેદ વાણી તો ન શકે કળી;
સાચાનો સઘળે પરકાશ, કર જોડીને કહે **ભાણદાસ.** ૪૪

---

## કડવું ૨૧ મું—દોહરા.

સાચા એક સદા હરિ, અન્ય પદારથ ફોક;
બ્રહ્માંડો રોમે વશ્યાં, ભાત ભાતના લોક. ૧

મોટમતા હરિની કહી, ભક્તવત્સલ ભગવાન;
બિરદ ન મૂકે આપણું, એ મોટું વરદાન. ૨
પ્રહ્લાદે પરબોધિયા, દૈત્યતણા બહુ બાળ;
કશ્યપસુતને નવ ગમ્યું, કોપ ચઢ્યો મહા કાળ. ૩
આદ્ય નિરંજન અવતર્યા, ધરિયું નૃસિંહ રૂપ;
સ્તંભ ફોડીને નિસર્યા, નખે વિદાર્યો ભૂપ. ૪
જે જન હોયે હરિતણા, અનુભવજો આખ્યાન;
પાવન કથા પ્રહ્લાદની, ગાઈ ધરજો ધ્યાન. ૫
શુદ્ધ વૈરાગ તો વર્ણવ્યો, કહ્યું મેં કેવળ જ્ઞાન;
ભક્તિ કહી ત્યાં નિર્મળી, ઉત્તમ એ આખ્યાન. ૬
રૂપ કહ્યું સંસારનું, જેવું છે પરમાણ;
મૃગતૃષ્ણાનાં ઝાંઝવાં, જો જો જાણ સુજાણ. ૭
દુર્લભ દેહ મનુષ્યનો, હરિ ભજવાને કાજ;
પશુતણી ગત પરહરો, મનમાં આણો દાઝ. ૮
સ્રક ચંદન વિનતાતણાં, તે સુખ મિથ્યા જાણ;
આતમ સુખ અળગું પડે, ત્યમ છે મોટી હાણ. ૯
લક્ષ ચોરાસી તું ફર્યો, માયા કેરે સાથ;
કો અવસર માનવ થયો, હીરો પામ્યો હાથ. ૧૦
એ એળે ના નિર્ગમો, એ છે ઉત્તમ નંગ;
માન વડાઈ મૂકજો, કરજો સદ્‌ગુરુ સંગ. ૧૧
જતન કરીને રાખજો, એ અવસર નહિ થાય;
ભવનાં બંધન તો ટળે, સેવો સદ્‌ગુરુ પાય. ૧૨
સંત સમાગમ જઈ કરો, સુણજો કથા પુરાણ;
ભક્તિ જ્ઞાનજ પ્રગટશે, પામો પદ નિર્વાણ. ૧૩
અકળ નિરંજન એક છે, સકળ નિરંજન સોય;
વાણી અજગર મુખતણી, સાંભળજો સૌ કોય. ૧૪

## ચોપાઈ.

અકળ અનોપમ ઉત્તમ કથા, અજગર મુનિ બોલ્યા સર્વથા;
પર ઉપકારતણા હિત કાજ, અલૌકિક કહ્યું ઋષિરાજ. ૧

હરખ ભરે હૈયે ઉલ્લાસ, પરમ તત્ત્વ પ્રીછ્યા પ્રહ્લાદ;
પરમ હંસ તમોછો રાય, માટે મુજને ઊજમ થાય. ૨
પરમ હંસ જે પૂરા થયા, આગે ચરચા કરીને ગયા;
ચરચા કરીને દિન નિર્ગમ્યા, સે'જે સે'જ શૂન્યમાં શમ્યા. ૩
શૂન્યવત થઇને વર્ત્યા સાધ, છૂટી ગયા સઘળા વિખવાદ;
થયા છતી દેહે અણછતા, અણજન્મ્યા સરખા શોભતા. ૪
જગતમાંહે સરજ્યા નથી, કોથી તાપ ન પામે રતી;
કોને તાપ ન આપે લેશ, હર્ષ શોક નથી લવલેશ. ૫
સાધુ પુરુષ સાંભળે વિનતી, તેની દશા દીસે દીપતિ;
સફળ જન્મ તે શોભી રહ્યા, ગગન સરખા તે નિર્મળ થયા. ૬
અનુભવની તે અર્ચા કરે, શમ ને શાન્ત પુષ્પ બે ધરે;
સદા કાળ સેવે આતમા, હસ્તામલક હરિ હાથમાં. ૭
સુખ શાન્તિ પામીને ઠર્યા, નિર્મળ નર વસુધા વિચર્યા;
તમ સરખા મોટા ગંભીર, મહાનુભાવ ધુરંધર ધીર. ૮
તત્ત્વજ્ઞાન કહ્યુંજી અમો, તે અનુભવ પ્રીછોછો તમો;
ઉત્તમ જ્ઞાન સકળ તમતણું, રીઝ્યો હોય તે રીઝે ઘણું. ૯
મૂરખ તે મનમાં નવ ધરે, એ ઉપર આદર નવ કરે;
વળતા વચન કહે પ્રહ્લાદ, તમારા ચરણતણો પરસાદ. ૧૦
કિરપા સન્ત કરે જેવાર, ત્યારે એ મુકતા ભંડાર;
સન્ત કૃપાએ શું નવ હોય, જીવ બ્રહ્મ તે થાયે સોય. ૧૧
એટલા ઉપર કિરપા કશી, સુખ લીજે આતમપદ વશી;
દુષ્કૃત કૃત્યજ ત્યારે થયો, સંશય રોગ સમૂળો ગયો. ૧૨
સંશય ટળતાં હું કો નથી, પંચીકરણે જોયું મથી;
સ્વામી સફળ થયો અવતાર, જયમ છે ત્યમ પ્રીછ્યો નિર્ધાર. ૧૩
સ્વામી સફળ જન્મ તે આજ, કૃપા તમારી થઈ ઋષિરાજ;
જપ તપ તીરથ વ્રત ફળ જેહ, તમ દર્શને પરિપૂરણ તેહ. ૧૪
વળી વળી શું કહિયે ઘણું, શીતળ હૃદય થયું અમતણું;
મહાનુભાવનાં દર્શન થયાં, ભરમ કરમ ભય સઘળાં ગયાં. ૧૫
મહાનુભાવનાં દર્શન થયાં, જન્મ કોટિનાં પાતિક ગયાં;
મહા મુનિ અજગર અવધૂત, આતમ ચરચા થઈ અદ્ભુત. ૧૬

અષ્ટાંગે કીધો નમસ્કાર, પ્રદક્ષિણા બહુ વારોવાર;
પાય લાગી વળિયા પ્રહ્લાદ, પહોંતા નગર ઘણો આહ્લાદ. ૧૭
કહે શુકજી રાજા તેમો લહ્યું, તમો પ્રશ્ન કરયું તે કહ્યું;
વિષ્ણુ ભક્તની પૂછી વાત, તે મેં તમને કહી સાક્ષાત. ૧૮
શ્રીનૃસિંહતણું પાવન ચરિત્ર, ભરપુર હરિયશ પરમ પવિત્ર;
નિર્મળ નામતણી એ કથા, ભક્તિભાવે શુણો સર્વથા. ૧૯
ઉત્તમ કડવાં છે **એકવીશ**, અનુભવતાં પામો જગદીશ;
**દશ સે ને સીન્તેર** પદ સાર, ભક્તિ જ્ઞાન વિવેક વિચાર. ૨૦
એક મના આદર જે કરે, તે જન ભવસાગર ઉતરે;
યોગ યાગ તીરથ વ્રત કરે, શમ દમ દાન દયા આચરે. ૨૧
સકળ શાસ્ત્ર ને ચારે વેદ, વ્યાકરણ વિદ્યા જાણે ભેદ;
સકળ સાધન ફળ બોલ્યા જેહ, એ ગાતાં ફળ પામે તેહ. ૨૨
શ્રીગુરુ કૃષ્ણપુરી પરસાદ, ગાયા પરમ ભક્ત પ્રહ્લાદ;
સદ્‌ગુરુ સન્ત કૃપાએ કરી, ગાયા નરહરિ નરકેશરી. ૨૩
કહેવા માત્ર કહ્યું **ભાણદાસ**, કર્તા આદ્ય પુરુષ અવિનાશ;
અંતર્યામી અંતર રહ્યા, પોતે ગુણ પોતાના કહ્યા. ૨૪
એ અનુભવશે આદર કરી, અચળ ભક્તિ દૃઢ આવે ખરી;
બ્રહ્માજીની વીશી વિષે, **વિકારી** સંવત્સર લખે. ૨૫
સંવત **સત્તર છાઓતરો**, **માર્ગશીર્ષ** મહિનો તે ખરો;
**શુક્લપક્ષ દશમી સોમવાર**, પૂરણ ગ્રંથ થયો અતિ સાર. ૨૬
એક મના જે કો વાંચશે, તત્ત્વજ્ઞાની તો તે નર થશે;
શીખે ગાયે ને સાંભળે, અહંકાર તો આફેડો ટળે. ૨૭
જે કો સાંભળે નર ને નાર, તેને પુનરપિ નહિ અવતાર;
કૃપા કરે તેને અવિનાશ, કર જોડીને કહે **ભાણદાસ**. ૨૮



## આજ ગ્રંથકારકૃત અન્ય ગ્રંથો.

| | संस्कृत. | कीमत. | टपाल. |
|---|---|---|---|
| १ | वेदांतचिंतामणि. .... .... .... | ०—८—० | ०—१—० |
| २ | श्रीवल्लभस्तुति रत्नावलिपर टीका .... | १—०—० | ०—१—६ |
| ३ | घटखर्परखंडकाव्यपर टीका .... .... | ०—४—० | ०—०—६ |
| ४ | सत्सिद्धांतमार्तंड .... .... .... | ५—०—० | ०—६—० |
| ५ | मारुतशक्ति ( सहस्राक्षनुं खंडन ) .... | ५—०—० | ०—८—० |
| ६ | कच्छमहोदय ( खंडकाव्य ).... .... | ( शिलक नथी. ) | |
| ७ | सत्स्नेहभाजन.... .... .... .... | ( छपायछे. ) | |
| ८ | भावविवेक .... .... .... .... | | |

### व्रज.

| | | | |
|---|---|---|---|
| ९ | गुजराती श्रीनवाख्याननी श्रीजीवणजी महाराजकृत टीकापर टीपण. .... | ३—०—० | ०—६—० |
| १० | वैष्णवसांप्रदायिक व्रतोत्सवनी टीप (वार्षिक) | ०—१—० | ०—०—६ |

---

### ગૂજરાતી.

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ભુકુંદચરિત્ર. ... ... ... ... ... ... | ( શિલક નથી ) | |
| ૧૨ | સુમનો વિનોદ ( ગદ્યપદ્યાત્મક વિષયો. )... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૧૩ | હૃદયદૂત સાર. ( ગ્રંથકારના ચરિત્ર સાથે ). ... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૪ | નીતિનિદર્શન.... ... ... ... ... ... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૫ | સમશ્લોકી શ્રીમદ્ભગવદ્ગીતા ( ન્યાસધ્યાન સાથે ) | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૧૬ | કામન્દકીય નીતિસાર ( સાર્થ અને સટીક )... ... | છપાયછે. | |
| ૧૭ | વિદ્યાવારિજાકર. ... ... ... ... ... | | |
| ૧૮ | શ્રીમદ્વલ્લભાચાર્યજીકૃત તત્ત્વદીપ નિબંધ ( સટીક ) | | |
| ૧૯ | અપ્પયદીક્ષિતકૃત વૈરાગ્ય શતક ભાષાંતર. ... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૨૦ | કચ્છમહોદય ભાષાંતર. ... ... ... ... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૨૧ | બૃહત્કથાસાર લંબક પહેલો કથાપીઠ. ... ... | ૨—૪—૦ | ૦—૨—૦ |

ઉપલા ગ્રંથો મુંબઇમાં પં. જેઠારામ મુકુંદજી વગેરેની પુસ્તકોની દુકાને તથા પુસ્તકપ્રસારક મંડળીમાંથી વેચાતા મળશે.